સુપાર્શ્વચંદ્ર સુબુદ્ધિ, શિતળ ભવ તારો ॥ જય૦ ॥ ૨ ॥
શ્રેયાંસ વાસુ વિમળ, અનંત ગુણ ભરીયા ॥ પ્રભુ અ૦ ॥
કષ્ટ ભવોના કાપી, શિવરમણી વરિયા ॥ જય૦ ॥ ૩ ॥
ધર્મ ધુરંધર નાથ, આપ વર્યા મુક્તિ ॥ પ્રભુ આ૦ ॥
શાંતીનાથ સુણો શ્રવણે, દાસ તણી યુક્તિ ॥જય૦॥ ૪ ॥
કુંથુનાથ કોડે, કાઢય કુ વન માંથી ॥ પ્રભુ કા૦ ॥
અરમલ્લિને પ્રણમું, તારો કર સાથી ॥ જય૦ ॥ ૫ ॥
મુનિસુવ્રત મહારાજ, અગણિત મુજખામી ॥ પ્રભુ અ૦॥
વંદુ શિર હું નામી, તાર અંતર જામી ॥ જય૦ ॥૬॥
નેમિનાથ ભગવાન, ભાવ ધરી ભાળો ॥ પ્રભુ ભા૦ ॥
નિર્મળ નેમ નગીના, દુઃખ સર્વે ટાળો ॥ જય૦ ॥ ૭ ॥
પાર્શ્વ પર્મ કૃપાળ, જન પાલણ હારો ॥ પ્રભુ જ૦ ॥
વર્ધમાન જીન વંદુ, ભવ જળથી તારો ॥ જય૦ ॥ ૮ ॥
ચોવીશ જીન ભક્તિ, ભાવ ધરી કરશે ॥ પ્રભુ ભા૦ ॥
જન્મ મરણ દુઃખ ટાળી, મુક્તિને વરશે ॥ જય૦ ॥૯॥
નમી તુજને કહે નેમ, નાથ તું છે મહારો ॥ પ્રભુના૦॥
જૈન પ્રવર્તક મંડળ, શાસન સહુ તાહરો ॥જય૦॥૧૦॥

## ॥ अथ श्री साधुवंदना प्रारंभः ॥

નમુ અનંત ચોવીશી, ઋષભાદિક મહાવીર ॥
આરૂજ ક્ષેત્રમાં, ઘાલી ધર્મની શીર ॥ ૧ ॥

મહા અતુલ્ય બળિ નર, શુર વીરને ધીર ॥
તીરથ પ્રવર્તાવી, પહોત્યા ભવજળ તીર ॥ ૨ ॥
શ્રીમંધર પ્રમુખ, જઘન્ય તિર્થંકર વીશ ॥
છે અઢી દ્રીપમાં, જયવંતા જગદીશ ॥ ૩ ॥
એકશોને શિત્તેર, ઉત્કૃષ્ટ પદે જગીશ ॥
ધન્ય મહોટા પ્રભુજી, જેહને નમાવું શીશ. ॥ ૪ ॥
કેવળી દોય કોડી, ઉત્કૃષ્ટા નવ કોડિ ॥
મુનિ દોય સહસ કોડિ, ઉત્કૃષ્ટા નવ સહસ કોડિ ॥૫॥
વિચરે વિદેહે, મહોટા તપાસી ઘોર ॥
ભાવે કરિ વંદુ, ટાળે ભવની ખોડ ॥ ૬ ॥
ચોવીશે જિનના, સઘળા એ ગણધાર ॥
ચૌદશે ને બાવન, તે પ્રણમું સુખકાર ॥ ૭ ॥
જિનશાસન નાયક, ધન્ય શ્રી વીર જિણંદ ॥
ગૌતમાદિક ગણધર, વર્તાવ્યો આણંદ ॥ ૮ ॥
શ્રી ઋષભદેવના, ભરતાદિક સો પુત્ર ॥
વૈરાગ્ય મન આણી, સંયમ લિયો અદ્દભૂત ॥ ૯ ॥
કેવળ ઉપરાજ્યું, કરી કરણી કરતુત ॥
જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત ॥ ૧૦ ॥
શ્રી ભરતેશ્વરના, હુઆ પટોધર આઠ ॥
આદિત્ય જ શાદિક, પહોત્યા શિવપુર વાટ ॥ ૧૧ ॥

શ્રી જિન અંતરના, હુવા પાટ અસંખ્ય ॥
મુનિ મુગતે પહોત્યા, ટાળિ કર્મના વંક ॥ ૧૨ ॥
ધન્ય કપિલ મુનિવર, નમિ નમુ અણગાર ॥
જેણે તતક્ષણ ત્યાગ્યો, સહસ રમણિ પરિવાર ॥૧૩॥
મુનિવર હર કેશી, ચિત્ત મુનીસર સાર ॥
શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો પાર ॥ ૧૪ ॥
વળિ ઈષુકાર રાજા, ઘેર કમળાવતિ નાર ॥
ભગૂ ને જશા, તેહના દોય કુમાર ॥ ૧૫ ॥
છયે ઋદ્ધિ છાંડિને, લીધો સંયમ ભાર ॥
ઇણ અલ્પ કાળમાં, પામ્યા મોક્ષ દુવાર ॥ ૧૬ ॥
વળિ સંયતિ રાજા, હરણ આહિડે જાય ॥
મુનિવર ગદ ભાળી, આણ્યો મારગ ઠાય ॥ ૧૭ ॥
ચારિત્ર લેઇને, ભેટચા ગુરૂના પાય ॥
ક્ષત્રિરાજ ઋષીશ્વર, ચર્ચા કરી ચિત્ત લાય ॥ ૧૮ ॥
વળિ દશે ચક્રવર્ત્તિ, રાજ્ય રમણિ ઋદ્ધિ છોડ ॥
દશે મુગતે પહોંત્યા, કુળને શોભા ચોડ ॥ ૧૯ ॥
ઇણ અસર્પિણીમા, આઠ રામ ગયા મોક્ષ ॥
બળભદ્ર મુનિશ્વર, ગયા પંચમે દેવલોક ॥ ૨૦ ॥
દશાર્ણભદ્ર રાજા, વીર વાંદ્યા ધરિ માન ॥
પછે ઈંદ્ર હઠાયો, દિયો છકાય અભે દાન ॥ ૨૧ ॥

કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેક બુદ્ધ ॥
મુનિ મુગતે પહોત્યા, જીત્યા કર્મ મહા જોદ્ધ ॥૨૨॥
ધન્ય મહોટા મુનિવર, મૃગાપુત્રં જગીશ ॥
મુનિવર અનાથી, જીત્યા રાગ ને રીશ ॥ ૨૩ ॥
વળિ સમુદ્રપાળ મુનિ, રાજેમતિ રહનેમ ॥
કેશી ને ગૌતમ, પામ્યા શિવપુર ક્ષેમ ॥ ૨૪ ॥
ધન્ય વિજયઘોષ મુનિ, જયઘોષ વળિ જાણુ ॥
શ્રી ગર્ગાચારજ, પહોત્યા છે નિરવાણુ ॥ ૨૫ ॥
શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કરયાં વખાણુ ॥
શુદ્ધ મને ધ્યાવો, મનમેં ધીરજ આણુ ॥ ૨૬ ॥
વળી ખંદક સન્યાસી, રાખ્યો ગૌતમ સ્નેહ ॥
મહાવીર સમીપે, પંચ મહાવ્રત લેહ ॥ ૨૭ ॥
તપ કઠણ કરીને, ઝોંસી આપણિ દેહ ॥
ગયા અચ્યુય દેવલોકે, ચ્યવિ લેશે ભવ છેહ ॥ ૨૮ ॥
વળિ ઋષભદત્ત મુનિ, શેઠ સુદર્શન સાર ॥
શિવરાજ ઋષીશ્વર, ધન્ય ગાંગેય અણગાર ॥૨૯॥
શુદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર ॥
એ ચારે મુનિવર, પહોત્યા મોક્ષ મોઝાર ॥ ૩૦ ॥
ભગવંત ની માતા, ધન ધન સતિ દેવાનંદા ॥
વળિ સતી જયંતિ, છોડ દિયા ઘર ફંદા ॥ ૩૧ ॥

સતિ મુગતે પહોત્યાં, વળિ તે વીરના નંદ ॥
મહાસતી સુદર્શના, ઘણિ સતિયો ના વૃંદ ॥ ૩૨ ॥
વળી કાર્તિક શેઠે, પડિમા વહિ શુર વીર ॥
જમ્યો મહોરા, ઉપર, તાપસ બળતી ખીર ॥ ૩૩ ॥
પછિ ચારિત્ર લીધું, મીત્ર એક સહસ આઠ ભીર ॥
મરિ હુવા શક્રેંદ્ર, ચ્યવિ લેશે ભવ તીર ॥ ૩૪ ॥
વળિ રાય ઉદાઇ, દિયો ભાણેજને રાજ ॥
પછિ ચારિત્ર લેઇને, સાર્યાં આતમ કાજ ॥ ૩૫ ॥
ગંગદત્ત મુનિ આણંદ, તરણ તારણ જીહાજ ॥
કુશાગ્ર મુનિ રૂડો, દિયો ઘણાને સાજ ॥ ૩૬ ॥
ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભૂતિ અણગાર ॥
આરાધિક હુઇને, ગયા દેવલોક મોઝાર ॥ ૩૭ ॥
ચ્યવિ મુગતે જાશે, વળિ સીંહ મુનીશ્વર સાર ॥
બીજા પણ મુનિવર, ભગવતિમાં અધિકાર ॥૩૮॥
શ્રેણિકનો બેટા, મહોટા મુનિવર મેઘ ॥
તજી આઠ અંતેઉરિ, આણ્યો મન સંવેગ ॥ ૩૯ ॥
વીરપેં વ્રત લેઇને, બાંધી તપની તેગ ॥
ગયા વિજય વિમાને, ચ્યવિ લેશે શિવ વેગ ॥૪૦॥
ધન્ય થાવર્ચા પુત્ર, તજી બત્રીશે નાર ॥
તેની સાથે નીકળ્યા, પુરૂષ એક હજાર ॥ ૪૧ ॥

શુકદેવ સંન્યાસી, એક સહસ શિષ્ય લાર ॥
પંચસયશું શેલક, લીધો સંયમ ભાર ॥૪૨॥
સર્વ સહસ્ર અઢાઇ, ઘણા જીવોને તાર ॥
પુંડરગિરી ઉપર, કિયો પાદોપગમન સંથાર ॥૪૩॥
આરાધિક હુઇને, કીધો ખેવે પાર ॥
હુવા મોટા મુનિવર, નામ લિયાં નિસ્તાર ॥૪૪॥
ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ ॥
ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ ॥૪૫॥
મલ્લિનાથના છ મિત્ર, મહાબળ પ્રમુખ મુનિરાય ॥
સર્વે મુગતે સધાવ્યા, મ્હોટી પદવી પાય ॥૪૬॥
વળિ જિતશત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન ॥
પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન ॥૪૭॥
ધન્ય તેતળિ મુનિવર, દિયો છકાય અભેદાન ॥
પોટિલા પ્રતિબોધ્યા, પામ્યા કેવળજ્ઞાન ॥૪૮॥
ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર ॥
સ્થિવરની પાસે, લીધો સંયમ ભાર ॥૪૯॥
શ્રી નેમિ વંદનનો, એહવો અભિગ્રહ કીધ ॥
માસ માસખમણ તપ, શેત્રુંજય જઇસિદ્ધ ॥૫૦॥
ધર્મ ઘોષતણા શિષ્ય, ધર્મરૂચિ અણગાર ॥
કીડીયોની કરૂણા, આણી દયા અપાર ॥૫૧॥

કડવા તુંબાનો, કીધો સઘળો આહાર ॥
સર્વાર્થસિદ્ધ પહોત્યા, ચ્યવિ લેશે ભવપાર ॥ ૫૨ ॥
વળિ પુંડરિક રાજા, કુંડરિક ડગીયો જાણ ॥
પોતે ચારિત્ર લેઇને, ન ઘાલી ધર્મમાં હાણ ॥ ૫૩ ॥
સર્વાર્થસિદ્ધ પહોત્યા, ચવી લેશે નિરવાણ ॥
શ્રી જ્ઞાતા સૂત્રમાં, જિનવરે કરયાં વખાણ ॥ ૫૪ ॥
ગૌતમાદિક કુમર, સગા અઢારે ભ્રાત ॥
સર્વ અંધક વિશ્નુ સુત, ધારણિ જ્યારી માત ॥૫૫॥
તજી આઠ અંતેઉરી, કાઢિ દીક્ષાની વાત ॥
ચારિત્ર લેઇને, કીધો મુક્તિનો સાથ ॥ ૫૬ ॥
શ્રી અનેક સેનાદિક, છયે સહોદર ભાય ॥
વસુદેવના નંદન, દેવકી જ્યારી માય ॥ ૫૭ ॥
ભદીલપુર નગરી, નાગ ગહાવઇ જાણ ॥
સુળસા ઘેર વધિયા, સાંભળી નેમિની વાણ ॥ ૫૮ ॥
તજી બત્રીસ (૨) અંતે ઉરી, નીકળિયા છટકાય ॥
નળ કુમેર સમાણા, ભેટયા શ્રી નેમિના પાય ॥ ૫૯ ॥
કરી છઠ છઠ પારણાં, મનમેં વૈરાગ્ય લાય ॥
એક માસ સંથારે, મુગતિ બિરાજ્યા જાય ॥ ૬૦ ॥
વળિ દારૂક સારણ, સુમુખ દુમુખ મુનિરાય ॥
વળિ કુમર અનાદષ્ટિ, ગયા મુગતિ ગઢમાંય ॥ ૬૧ ॥
વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજસુકુમાળ ॥

રૂપે અતિ સુંદર, કળાવંત વય બાળ ॥ ૬૨ ॥
શ્રી નેમિ સમીપે, છોડયો મોહ જંજાળ ॥
ભિક્ષુની પડિમાં, ગયા મસાણ મહાકાળ ॥ ૬૩ ॥
દેખી સોમિલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ ॥
ખેર તણા ખીરા, શિર ઠવિયા અસરાળ ॥ ૬૪ ॥
મુનિ નજર ન ખંડી, મેટી મનની જાળ ॥
પરીસહ સહિને, મુગતિ ગયા તતકાળ ॥ ૬૫ ॥
ધન્ય જાળી મયાળી, ઉવયાલાદિક સાધ ॥
સાંબને પ્રદ્યુમન, અનિરૂદ્ધ સાધુ અગાધ ॥ ૬૬ ॥
વળિ સચ્ચનેમિ દૃઢનેમિ, કરણી કીધી વાદ ॥
દશે મુગતે પહોત્યા, જિનવર વચન આરાધ ॥ ૬૭ ॥
ધન્ય અર્જુનમાળિ, કિયો કદાગ્રહ દૂર ॥
વીરપેં વ્રત લેઇને, સત્યવાદિ હુવા શૂર ॥ ૬૮ ॥
કરિ છઠ છઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર ॥
છ માસની માંહીં, કર્મ કિયા ચકચુર ॥ ૬૯ ॥
કુમર અઇમુત્તે, દીઠા ગૌતમસ્વામ ॥
સુણિ વીરની વાણી, કીધો ઉત્તમ કામ ॥ ૭૦ ॥
ચારિત્ર લેઇ ને, પહોત્યા શિવપુર ઠામ ॥
ધુર આદિ મકાઇ, અંત અલક્ષ મુનિ નામ ॥૭૧॥
વળિ કૃષ્ણરાયની, અગ્રમહિષી આઠ ॥

પુત્ર વહુ દોયે, સંચ્યા પુણ્યના ઠાઠ ॥ ૭૨ ॥
જાદવ કુળ સતિયાં, ટાળ્યો દુઃખ ઉચાટ ॥
પહોત્યાં શિવ પુરમેં, એ છે સુત્રનો પાઠ ॥ ૭૩ ॥
શ્રેણિકની રાણી, કાલીઆદિક દશ જાણ ॥
દશે પુત્ર વિયોગે, સાંભળી વીરની વાણ ॥ ૭૪ ॥
ચંદનબાળાપેં, સંયમ લેઇ હુવા જાણ ॥
તપ કરી દેહ ઝોંશી, પહોંત્યાં છે નિરવાણ ॥ ૭૫ ॥
નંદાદિક તેરે, શ્રેણિક નૃપની નાર ॥
સઘળી ચંદનબાળાપેં, લીધો સંયમ ભાર ॥ ૭૬ ॥
એક માસ સંથારે, પહોત્યાં મુક્તિ મોઝાર ॥
એ નેવું જણાનો, અંતગડ મા અધીકાર ॥ ૭૭ ॥
શ્રેણીકના બેટા, જાળિયાદિક તેવીશ ॥
વીરપેં વ્રત લેઇને, પાળ્યો વિશ્વાવીશ ॥ ૭૮ ॥
તપ કઠણ કરીને, પૂરી મન જગીશ ॥
દેવલોકે પહોત્યા, મોક્ષ જાશે તજી રીસ ॥ ૭૯ ॥
કાકંદિનો ધન્નો, તજી બત્રીશે નાર ॥
મહાવીર સમીપે, લીધો સંયમ ભાર ॥ ૮૦ ॥
કરિ છઠ છઠ પારણાં, આયંબિલ ઉચ્છિત આહાર ॥
શ્રી વીરે વખાણ્યા, ધન ધન્નો અણગાર ॥ ૮૧ ॥
એક માસ સંથારે, સર્વાર્થસિદ્ધ પહુંત ॥
મહાવિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત ॥ ૮૨ ॥

ધન્નાની રીતે, હુવા નવે સંત ॥
શ્રી અનુતરોવવાઈમાં, ભાંખી ગયા ભગવંત ॥ ૮૩ ॥
સુબાહુ પ્રમુખ, પાંચ પાંચશે નાર ॥
તજી વીરપેં લીધાં, પંચ મહાવ્રત સાર ॥ ૮૪ ॥
ચારિત્ર લેઇને, પાળ્યાં નિરતિચાર ॥
દેવલોકે પહોત્યા, સુખવિપાકે અધિકાર ॥ ૮૫ ॥
શ્રેણિકના પૌત્રા, પૌમાદિક હુવા દશ ॥
વીરપેં વ્રત લેઇને, કાઢયો દેહનો કસ ॥ ૮૬ ॥
સંયમ આરાધી, દેવલોકમાં જઇ વશ ॥
મહાવિદેહ ક્ષેત્રમાં, મોક્ષ જાશે લેઇ જશ ॥ ૮૭ ॥
બળભદ્રના નંદન, નિષધાદિક હુવા બાર ॥
તજી પચાસ (૨) અંતે ઉરિ, ત્યાગ દિયો સંસાર॥૮૮॥
સહુ નેમિ સમીપે, ચાર મહાવ્રત લીધ ॥
સર્વાર્થસિદ્ધ પહોત્યા, હોશે વિદેહે સિદ્ધ ॥ ૮૯ ॥
ધન્નો ને શાળિભદ્ર, મુનીશ્વરોની જોડ ॥
નારીનાં બંધન, તતક્ષણ નાંખ્યાં ત્રોડ ॥ ૯૦ ॥
ધરં કુટુંબ કબીલો, ધન કંચનની કોડ ॥
માસ માસખમણ તપ, ટાળશે ભવની ખોડ ॥ ૯૧ ॥
શ્રીસુધર્મ સ્વામીના શિષ્ય, ધનધન જંબુસ્વામ ॥
તજી આઠ અંતેઉરી, માતપિતા ધન ધામ ॥ ૯૨ ॥

પ્રભવાદિક તારી, પહોંત્યા શિવપુર ઠામ ॥
સૂત્ર પ્રવર્ત્તાવી, જગમાં રાખ્યું નામ ॥૯૩॥
ધન્ય ઢંઢણ મુનિવર, કૃશ્ણરાયના નંદ ॥
શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળિ દિયો ભવ ફંદ ॥૯૪॥
વળિ ખંધક ઋષિની, દેહ ઉતારી ખાલ ॥
પરીસહ સહીને, ભવ ફેરા દિયા ટાળ ॥૯૫॥
વળિ ખંધક ઋષિના, હુવા પાંચશે શિષ્ય ॥
ઘાણીમાં પીલ્યા, મુગતિ ગયા તજી રીશ ॥૯૬॥
સંભૂતિવિજય શીષ્ય, ભદ્રબાહુ મુનિરાય ॥
ચૌદ પૂરવધારી, ચંદ્રગુપ્ત આણ્યો ઠાય ॥૯૭॥
વળિ આર્દ્રકુમાર મુનિ, થુળિભદ્ર નંદિષેણ ॥
અરણિક અઇમુતો, મુનીશ્વરોની શેણ ॥ ૯૮ ॥
ચોવીશ જિન મુનિવર, સંખ્યા અઠ્ઠાવીશ લાખ ॥
ઉપર સહસ અડતાળીશ, સૂત્ર પરંપરા ભાખ ॥૯૯॥
કોઇ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ ॥
ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે વિપાક ॥ ૧૦૦ ॥
ધન્ય મરૂદેવી માતા, ધ્યાયો નિર્મળ ધ્યાન ॥
ગજ હોદે પાયો, નિર્મળ કેવળજ્ઞાન ॥ ૧૦૧ ॥
ધન્ય આદેસરની પુત્રી, બ્રાહ્મી સુંદરિ દોય ॥
ચારિત્ર લેઇને, મુગતિ ગયાં સિદ્ધ હોય ॥૧૦૨॥

ચોવીશ જિનની, વડી શિષ્યણી ચોવીશ ॥
સતી મુગતે પહોત્યાં, પૂરી મન જગીશ ॥૧૦૩॥
ચોવીશે જિનનાં, સર્વ સાધવી સાર ॥
અડતાળીશ લાખને, આઠશે શિત્તેર હજાર ॥૧૦૪॥
ચેડાની પુત્રી, રાખી ધર્મ શું પ્રીત ॥
રાજીમતિ વિજયા, મૃગાવતી સુ વિનીત ॥૧૦૫॥
પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત ॥
ઇત્યાદિક સતીયો, ગઇ જન્મારો જીત ॥ ૧૦૬ ॥
ચોવીશે જીનનાં, સાધુ સાધવી સાર ॥
ગયાં મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર ॥ ૧૦૭॥
ઇણ અઢી દ્વીપમાં, ઘરડા તપસી બાળ ॥
શુદ્ધ પંચ મહાવ્રત ધારી, નમો નમો ત્રણકાળ ॥૧૦૮॥
એ જતીયો સતીયોના, લીજે નિત્ય પ્રતે નામ ॥
શુધે મને ધ્યાવો, એહ તરણનો ઠામ ॥ ૧૦૯ ॥
એ જતિયો સતિયો શું, રાખો ઉજ્વળ ભાવ ॥
એમ કહે ઋષિ જેમલ, એહ તરણનો દાવ॥૧૧૦॥
સંવત અઢારને, વર્ષ સાતો શિરદાર ॥
શેહેર ઝાલોર માંહી, એહ કહ્યો અધિકાર ॥૧૧૧॥
॥ ઇતિ શ્રી સાધુવંદના સમાપ્તમ્ ॥

---

## ॥ अथ श्री वीरजिननां चउद स्वप्ननुं ॥

## स्तवन.

રાયરે સિધારથ ઘેર પટરાણી, નામે ત્રિ-
શલા સુલક્ષણીએ ॥ રાજભુવન માંહે પલંગે
પોઢંતાં, ચઉદ સુપન રાણીએ લહ્યાંએ ॥૧॥
પહેલે રે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ
સોહામણોએ ॥ ત્રીજે સિંહ સુ લક્ષણો
દીઠો, ચોથે લક્ષ્મી દેવતાએ ॥ ૨ ॥ પાંચમે
પંચ વરણી ફુલની માળા, છઠ્ઠે ચંદ્ર અમિય
ભર્યો એ ॥ સાતમે સૂરજ આઠમે ધ્વજા ન
નમે કળશ અમિય ભર્યો એ ॥ ૩ ॥ પદ્મ
સરોવર દશમે દીઠો, ક્ષીર સમુદ્ર દીઠો અ-
ગીયારમે એ ॥ દેવ વિમાન તે બારમું દીઠું,
રણુજણુ ઘંટા વાજંતા એ ॥ ૪ ॥ રતનનો
રાશિ તે તેરમે દીઠો, અગ્નીશિખા દીઠી ચ-
ઉદમે એ ॥ ચઉદ સુપન લહી રાણીજી
જાગ્યાં. રાય સમોવડ પોહોતલાં એ ॥ ૫ ॥

સુણોરે સ્વામી મેં તો સુહલણાં લાધ્યાં, પાછલી રાત રળીયામણી એ ॥ રાયરે સિદ્ધારથ પડીત તેડયા, કહોરે પંડિત ફળ એહનાં એ ॥ ૬ ॥ અમ કુળમંડળ તુમ કુળ દીવો, ધનરે મહાવીર સ્વામી અવતર્યો એ ॥ જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ ॥ ૭ ॥ ઇતિ સમાપ્તમ્ ॥

---

## ॥ अथ श्री महावीर स्वामिनुं हालरियुं ॥

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પાલણે, ગાવે હાલો હાલો હાલરવાનાં ગીતરે ॥ સોના રૂપાને વળી રત્ને જડિયું પાલણું; રેશમ દોરી ઘુઘરી વાગે છુમ છુમ રીતરે ॥ હાલો, હાલો હાલો હાલો રે મ્હારા વીરને ॥ ૧ ॥ જિનજી પાસ પ્રભુથી વરસ અઢીસેં અંતરે, હોઇ ચોવિશમો તીર્થંકર જિત પરિણામ ॥ કેશીસ્વામી મુખથી એવી વાણી સાંભળી;

સાચી સાચી હુઈ તે મ્હારે અમૃત વાણુરે ॥ હાલો ॥ ૨ ॥ ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજ, વીત્યા બારે ચક્રી નહીં હવે ચક્રીરાજ, જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણુધર ॥ તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ, મ્હારી કુખે આવ્યા ત્રણ્ય ભુવન શિરત્તાજ, મ્હારી કુખે આવ્યા તરણુ તારણુ જિહાજ ॥ હું તો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઈ આજ રે ॥ હાલો ॥ ૩ ॥ મુજને ડોહળા ઉપન્યા બેસું ગજ અંબાડીએ, સિંહાસન પર બેસું ચામર છત્ર ધરાય ॥ સહુ લક્ષણુ મુજને નંદન ત્હારા તેજનાં, તે દિન સંભારૂં ને આનંદ અંગ ન માયરે ॥હાલો॥ ॥ ૪ ॥ કર તળ પગતળ લક્ષણુ એક હજાર ને આઠ છે, નેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ ॥ નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં તો પહેલે સુ-

પને દીઠો વીશવા વીશરે ॥ હા૦ ॥ ૫ ॥ નંદન નવલા બંધવ નંદી વર્દ્ધંન ના તમે, નંદન ભોજાઈયોના દેવર છો સુકુમાળ ॥ હસશે ભોજાઇઓ કહી દીયર મ્હારા લાડકા, હસશે રમસે ને વળી ચુંટી ખણુશે ગાલ, હસશે રમશે ને વળી હુંસા દેશે ગાલરે ॥ ॥ હા૦ ॥ ૬ ॥ નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો, નંદન નવલી પાંચશે મામીના ભાણેજ છો, નંદન મામલીયાના ભાણેજા સુકુમાળ ॥ હશશે હાથે ઉચ્છાળી કહીને ન્હાના ભાણેજા ॥ આંખ્યો આંજી ને વળી ટપકુ કરશે ગાલરે ॥ હા૦ ॥ ૭ ॥ નંદન મામા મામી લાવશે ટોપી આંગલાં, રતને જડીયાં ઝુલ્લડા મોતી કસબી કોર ॥ નિલાં પીળાં ને વળી રાતા સરવે જાતિનાં, પહેરાવશે મામી મ્હારા નંદ કિશોર રે ॥હા૦॥ ॥ ૮ ॥ નંદન મામા મામી સુખડલી બહુ

લાવશે, નંદન ગજુવે ભરશે લાડુ મોતીચુર ॥ નંદન મુખડાં જોઇને લેશે મામી ભામણાં, નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર રે ॥ હા૦ ॥ ૯ ॥ નંદન નવલા ચેડા મામા ની સાતે સતી, મ્હારી ભત્રીજીને બ્હેન તમારી નંદ ॥ તે પણ ગુંજે ભરવા લાખણુસાઇ લાવશે, તુમને જોઈ જોઇ હોશે અધિકો પ-રમાનંદ રે ॥ હા૦ ॥ ૧૦ ॥ રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો, વળી સૂડા મેના પોપટ ને ગજરાજ ॥ સારસ કોયલ હંસ તીતર ને વળી મેરજી, મામી લાવશે રમવા નંદ તમારે કાજરે ॥ હા૦ ॥ ૧૧ ॥ છપ્પન કુમરી અમરી જળ કરશે નવરાવિયા, નંદન તમને અમને કેળી ઘરની માંહ ॥ પુલની વૃષ્ટિ કીધી ચોજન એકને માંહલે, બહુ ચિ-રંજીવો આશીશ દીધી તુમને ત્યાંહ રે ॥ હા૦ ॥ ૧૨ ॥ તમને મેરૂ ગિરિપર સુરપ-

તિયે નવરાવિયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય ॥ મુખડા ઉપર વારી કોટી કોટી ચંદ્રમા, વળી તનપર વારી ગ્રહ ગણ સમુદાયરે ॥ હા૦ ॥ ૧૩ ॥ નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજપર અંબાડી બેસાડી મ્હોટે સાજ ॥ પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલ શું, સુખડલી લેશું, નિશાળીયાને કાજ રે ॥ હા૦ ॥ ૧૪ ॥ નંદન નવલા મ્હોટા થાશો ને પરણાવશું, વહુ વર સરખી જોડી લાવશું રાજકુમાર ॥ સરખા સરખી વેવાઇ વેવાણું પધરાવશું, વર વહુ પોંખી લેશું જોઈ જોઈ ને દેદાર રે ॥ ॥ હા૦ ॥ ૧૫ ॥ પીયર સાસર મ્હારા બેહુ પખ નંદન ઉજળા, મ્હારી કુખે આવ્યા તાત પનોતા નંદ ॥ મ્હારે આંગણ વૂઠયા અમૃત દુધે મેહુલા, મ્હારે આંગણ ફળિયા સુર તરૂ સુખના કંદરે ॥ હા૦ ॥ ૧૬ ॥ ઇણિપરે

ગાયું માતા ત્રિશલા સુતનું હાલરૂં, જે કોઈ ગાશે લેશે પુત્ર તણા સામ્રાજ ॥ બીલીમોરા નગરે વરણવ્યું વીરનું હાલરૂં, જયજય મંગળ હોજો દીપવિજય કવિરાજ રે ॥હા૦॥ ॥ ૧૭ ॥ ઇતિ. ॥

---

## अथ श्री जीवराशिनी सज्झाय.

હવે રાણી પદ્મમાવતી, જીવરાશિ ખમાવે ॥ જાણપણું જગતે ભલું, ઇણીવેળાયે આવે ॥ તે મુજ મિચ્છામિ દુક્કડં ॥ ૧ ॥ અરિહંતની સાખ ॥ જે મેં જીવવિરાધિયા; ચોરાશી લાખ ॥ તે મુજ૦ ॥ ૨ ॥ સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય, સાત લાખ તેઉ કાયના, સાતે વળી વાય ॥ તે મુજ૦ ॥ ૩ ॥ દસલાખ પ્રત્યેક વનસ્પતિ, ચઉદે સાધાર ॥ બી તી ચૈ.રેંદ્રિય જીવના, બે બે લાખ વિચાર ॥ તે મુજ૦ ॥ ૪ ॥ દેવતા

તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી ॥ ચઉદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી ॥ તે મુ· જ૦ ॥ ૫ ॥ ઈણુ ભવે પરભવે સેવિયાં, જે પાપ અઢાર ॥ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં. દુર્ગતીનાં દાતાર ॥ તે મુજ૦ ॥ ૬ ॥ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ ॥ દોષ અદત્તા દાનના, મૈથુન ઉનમાદ ॥ તે મુજ૦ ॥ ॥ ૭ ॥ પરિગ્રહ મેળ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ ॥ માન માયા લોભ મેં કીયાં, વળી રાગને દ્વેષ ॥ તે મુજ૦ ॥ ૮ ॥ કળહુ કરી જીવ દુહવ્યા, દીધાં કુડાં કલંક ॥ નિંદા કીધી પારકી, રતી અરતિ નિશંક ॥ તે મુજ૦ ॥ ૯ ॥ ચાડી કીધી પારકી, કીધો થાપણુ મોસો ॥ કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો ॥ તે મુજ૦ ॥ ૧૦ ॥ ખાટકીને ભવે મેં કીયાં, જીવના વધ ઘાત ॥ ચડીમાર ભવે ચરકલાં, માર્યાં દિન રાત ॥

તે મુજ૦ ॥ ૧૧ ॥ કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર ॥ જીવ અનેક જભ્ભે કિયા, કીધાં પાપ અઘોર ॥ તે મુજ૦ ॥ ૧૨ ॥ માછીને ભવે માંછલા, ઝાલ્યાં જળવાસ ॥ ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડયા પાસ ॥ તે મુજ૦ ॥ ૧૩ ॥ કોટવાળને ભવે મેં કિયા, આકરા કર દંડ ॥ બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ ॥ તે મુજ૦ ॥ ૧૪ ॥ પરમાધામી ને ભવે, દીધાં નારકી દુઃખ ॥ છેદન ભેદન વેદના, તાડન અતિ તીખ ॥ તે મુજ૦ ॥ ॥ ૧૫ ॥ કુંભારને ભવે મેં કિયા, નીમાહ પચાવ્યા ॥ તેલી ભવે તલ પીલિયા; પાપે પિંડ ભરાવ્યા ॥ તે મુજ૦ ॥ ૧૬ ॥ હાળી ભવે હળ ખેડીયા, ફોડયાં પૃથ્વીનાં પેટ ॥ સૂડ નિદાન કિયાં ઘણું, દીધા બળદ ચપેટ ॥ ॥ તે મુજ૦ ॥ ૧૭ ॥ માળી ભવે રોપ રોપિયા, નાનાવિધ વૃક્ષ ॥ મૂળ પત્ર ફળ-

કુલનાં, લાગ્યાં પાપ અલક્ષ ।। તે મુજ૦ ।।
।। ૧૮ ।। અહોવાઇયાને ભવે, ભરયા અધિક।
ભાર ।। પોઠી ઉંટ કીડા પડયા, દયા નાણી
લગાર ।। તે મુજ૦ ।। ૧૯ ।। છીંપાને ભવે
છેતર્યાં, કીધા રંગણ પાસ ।। અગ્નિ આરંભ
કીધાં ઘણા, ધાતુવાદ અભ્યાસ ।। તે મુજ૦
।। ૨૦ ।। સુરપણે રણ ઝુઝતાં, માર્યાં માણસ
વૃંદ ।। મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં
મૂળ ને કંદ ।। તે મુજ૦ ।। ૨૧ ।। ખાણ
ખણાવી ધાતુની, પાણી ઉલ્લેચ્યાં ।। આરંભ
કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યા ।।
તે મુજ૦ ।। ૨૨ ।। અંગાર કર્મ કીયા વળી
ધરમે દવજ દીધા ।। સમ ખાધા વીતરાગના
કુડા કોસજ કીધા ।। તે મુજ૦ ।। ૨૩ ।।
બિલ્લી ભવે ઉંદર ગળ્યા, ગિરોળી હત્યારી ।।
મૂંઢ ગમાર તણે ભવે, મેં જુ લીખ મારી ।।
।। તે મુજ૦ ।। ૨૪ ।। ભાડભુંજા તણે ભવે,

એકેદ્રિંય જીવ ॥ જાર ચણા ઘઉં શેકિયા, પાડતા રીવ ॥ તે મુજ૦ ॥ ૨૫ ॥ ખાંડણ પીશણ ગારના, આરંભ અનેક ॥ રાંધણ ઈંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્વેગ ॥ તે મુજ૦ ॥૨૬॥ વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ ॥ ઇષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિષવાદ ॥ તે મુજ૦ ॥ ૨૭ ॥ સાધુ અને શ્રાવક તણાં, વ્રત લેઇને ભાગ્યાં ॥ મુળ અને ઉત્તર તણા, મુજ દુષણ લાગ્યાં ॥ તે મુજ૦ ॥ ॥ ૨૮ ॥ સાપ વીંછી સિંહ ચીતરા, શકરાને સમળી ॥ હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી ॥ તે મુજ૦ ॥ ૨૯ ॥ સૂવાવડી દુષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા ॥ જીવાણી ઢોળ્યાં ઘણા, શીળવ્રત ભંજાવ્યાં ॥ તે મુજ૦ ॥ ૩૦ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધો દેહ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવધે કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે મુજ૦॥ ૩૧ ॥

ભવ અનંત ભમતાં થકાં, કીધા પરિગ્રહ સં-
બંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોશિરૂ, તીણશું,
પ્રતિબંધ ॥ તે મુજ૦ ॥ ૩૨ ॥ ભવ અનંત
ભમતાં થકાં, કીધા કુટુંબ સંબંધ ॥ ત્રિવિધે
ત્રિવિધે કરી વોશિરૂ, તિણશું પ્રતિબંધ ॥ તે
મુજ૦ ॥ ૩૩ ॥ ઇણિપરે ઈહ ભવ પરભવે,
કીધાં પાપ અખત્ર ॥ ત્રિવિધે ત્રિવિધે કરી
વોશિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે મુજ૦
॥ ૩૪ ॥ એણિ વિધે એ આરાધના, ભાવે
કરશે જેહ ॥ સમય સુંદર કહે પાપથી,
વળી છુટશે તેહ ॥ તે મુજ૦ ॥ ૩૫ ॥
રાગ વૈરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ ॥
સમય સુંદર કહે પાપથી, છુટે તતકાળ ॥
તે મુજ૦ ॥ ૩૬ ॥ ઇતિ સમાપ્તમ્ ॥



## ॥ अथ श्री महावीरस्वामीनुं चोढा लीयुं ॥ ढाल १ ली. ॥

સિદ્ધારથ કુળે તું ઉપન્યો, ત્રિશલાદે થારી માત જી ॥ વરશી દાન દેઇ કરી, સંયમ લીધો જગનાથ જી ॥ થેં મન મો-હ્યું મહાવીરજી ॥ ૧ ॥ કંચન વરણી છે કાય જી ॥ નયણુ ન ધ્રાપેજી નિરખતાં, દિઠડે આવે છે દાયજી ॥ થેં મન૦ ॥ ૨ ॥ આપ એકિલા સંયમ આદર્યો, ઉપન્યો, ચોથો રે જ્ઞાન જી ॥ ઉત્કૃષ્ટ તપ થેં આદ-ર્યો, ધરતા તિર્મળ ધ્યાન જી ॥ થેં મન૦ ॥ ૩ ॥ ઉગ્ર વિહાર થેં આદરયો, કેઈ વાસ રહ્યા વનવાસ જી ॥ કેઇ વાસા વસ્તિયે ર-હ્યા, ન રહ્યા એક ઠામે ચોમાસ જી ॥ થેં મન૦ ॥ ૪ ॥ પ્રભુ પહેલો ચોમાસો થેં કિયો, અઠી ગામ મોઝાર જી ॥ દુજો વાણીજ ગામ મેં; પંચ ચંપા સુખકાર જી

॥ થેં મન૦ ॥ ૫ ॥ પંચ પૃષ્ટ ચંપા કર્યાં, વિશાળા નગરીમાં તીન જી ॥ રાજ ગૃહીમાં ચૌદે કરયાં, નાલંદે પાડે લયલીન જી ॥ થેં મન૦ ॥ ૬ ॥ છ ચોમાસાં મિથીલા કર્યાં. ભદ્રિકા નગરીમાં દોય જી ॥ એક કરયો રે આલંભિયા, સાવર્થિ નગરી એક હોય જી ॥ થેં મન૦ ॥ ૭ ॥ એક અનારજ દેશમાં, અપાપા નગરી એક જાણુ જી ॥ એક કરયો પાવાપુરિ મેં, જહું પહોત્યા નિરવાણુ જી ॥ થેં મન૦ ॥ ૮ ॥ હસ્તિપાળ રાજા ઈમ વીનવે, હું તુમ ચરણારો દાસ જી, એક શાળા મ્હારે સૂઝતી, આપ કરોને ચોમાસ જી ॥ થેં મન૦ ॥ ૯ ॥ ચાળીશ ચોમાસાં શહેર માં, દાખ્યાં દેશ નગરના નામ જી ॥ એક અનારજ દેશમાં, એક ચોમાસું વળિ ગામ જી ॥ થેં મન૦ ॥ ૧૦ ॥ પ્રભુ ગામ નગર પુર વિચર્યા,

ભવ્ય જીવારાં ભાગ્ય જી ॥ મારગ બતાયો મોક્ષનો, કિયો ઉપગાર અથાગ જી ॥ થેં મન૦ ॥ ૧૧ ॥ સાડાબાર વરસાં લગે, ઉપર આધો રે માસ જી ॥ છદ્મસ્થ રહ્યા પ્રભુ એટલું, પછી કર્યો કેવળજ્ઞાન પ્રકાશ જી ॥ થેં મન૦ ॥ ૧૨ ॥ વર્ષ બયાળીશ પાળિયો, સંયમ સાહસ ધીર જી ॥ ત્રીશ વરસ ઘરમાં રહ્યા, મોક્ષ દાયક મહાવીર જી ॥ થેં મન૦ ॥ ૧૩ ॥ પાવાપુરિમાં પધારિયા, નર નારી હુઆ ઉલ્લાસ જી ॥ રૂષિ રાયચંદજી ઈમ વીનવે, હું આયો પ્રભુજીને પાસ જી ॥ થેં મન૦ ॥ ૧૪ ॥ સંવત અઢારે ગુણચાલીશ મે, નાગોર શહેર ચોમાસ જી ॥ પૂજ્ય જેમલજી પ્રસાદથી, એહ કરી અરદાસ જી ॥ થેં મન૦ ॥ ૧૫ ॥ ઇતિ. ॥

## ॥ ઢાલ ૨ જી ॥

શાસન નાયક વીર જિણંદ, તીરથનાથ જાણે પુનમ ચંદ ॥ ચરણે લાગે જ્યારે ચોશઠ ઇંદ્ર, સેવા કરે જયારી સુર નર વૃંદ ॥ થેં અબકો ચોસાસો સ્વામિજી અઠે કરો જી, થે પાવાપુરિસેં પગ આધો મતિ ધરો જી, અઠે કરો, અઠે કરો, અઠે કરો જી, થેં ચરમ ચોમાસો સ્વામિજી અઠે કરો જી ॥૧॥ એ આંકણી ॥ હસ્તિપાળ રાજા વિનવે કર જોડ, પૂરો પ્રભુજી મ્હારા મનરા હો કોડ ॥ શીશ નમાય ઉભો જોડી હાથ, કરૂણા સાગર વાજો કૃપાજી નાથ ॥ થેં અબકો૦ ॥૨॥ રાયની રાણી વિનવે રાજલોક, પુણ્ય જોગે મળ્યો સેવા નો સંજોગ ॥ મન વાંછિત સહુ મળિયાજી કાજ; થેં મયા કરી મુજ સામું જુઓ જિનરાજ ॥ થેં અબકો૦ ॥ ૩ ॥ શ્રાવક શ્રાવિકા કઇ નર

નાર, મળી મળી વિનતી કરે વારંવાર ।। પાવાપૂરિમાં પધારચા વીતરાગ, પ્રગટી પુણ્યાઈ મ્હારાં મ્હોટાં જી ભાગ્ય ।। થેં અબકો૦ ।। ૪ ।। વળિ હસ્તિપાળ રાજા વીનવે ભૂપાળ, પ્રભુ જી થેં છો દીન દયાળ ।। સૂઝતી એક મ્હારે મ્હોટી છે શાળ, હવે લાગી ગયો છે વરષા જી કાળ ।। થેં અબકો૦ ।। ૫ ।। માની વિનતી પ્રભુ રહ્યા ચોમાસ, પાવાપુરિમાં હુઓ હરષ ઉલ્લાસ ।। ગૌતમ ગણધર ગુરાંજી ને પાસ, નિશિ દિન જ્ઞાનનો કરેજી અભ્યાસ ।। થેં અબકો૦ ।। ૬ ।। સાધુ અનેક રહ્યા કરજોડ, સેવા કરે સદા હોડાજી હોડ ।। ચૌદ હજાર ચેલા રત્નારી માળ, દીક્ષા લીધી છોડી માયા જંજાળ ।। થેં અબકો૦ ।। ૭ ।। વડિ ચેલી ચંદનબાળા જી જાણ, હુઇ કુમારી મહા સતિ ચતુર સુજાણ ।। મોતીની માળા છત્રીશ હજાર ।। સઘળી મેં વડી સાધવી એ શિ-

ફદાર ॥ થેં અબકો૦ ॥ ૮ ॥ ચારૂઈ સંઘ સેવા નિત્ય કરે, પ્રભુજીને દેખી દેખી અંખીયાં ઠરે ॥ નવ મહિને નવ લચ્છી જી રાય, જ્યારાં દર્શન કેરી ચિત્તમેં ચાય ॥ં થેં અબકો૦ ॥ ૯ ॥ સંઘ સઘળારે હુઇ મન રંગ રળી, પુણ્ય યોગે પ્રભુજીની સેવા મળી ॥ ઋષિ રાયચંદજી વિનવે જોડી હાથ, થેં કરૂણાસાગર વાજો કૃપાજીનાથ ॥ થેં અબકો૦ ॥૧૦॥ શહેર નાગોરમેં કિયોજી ચોમાસ, પ્રભુજી દેજયો મુને મુગતિ નો વાસ ॥ હું સેવક તુમે સાહિબ સ્વામ, મ્હારે અવર દેવાશું નહિ કોઇ કામ ॥ થેં અબકો૦ ॥૧૧॥ ઇતિ. ॥

---

॥ ढाल ३ जी. ॥

શાશન નાયક શ્રી મહાવીર; તીરથનાથ ત્રિભુવન ધણી ॥ પાવાપુરિમેં કિયો ચરમ ચોમાસ, હુઈ મોક્ષદાય કરી મહિમા ઘણી ॥ ગૌતમને મેલ દિયો મહાવીર; દેવશર્મા-

ને પ્રતિબોધવા ॥ ૧ ॥ ઉતરાધ્યયનનાં અ-
ધ્યયન છત્રિશ, કારતક વદિ અમાવાશ્યે ક-
હ્યાં ॥ એકશોને વળી દશ અધ્યયન, સૂત્ર
વિપાક તણાં લહ્યાં ॥ ગૌતમને૦ ॥ ૨ ॥
પોસા કિધા શ્રી વીરજીની પાસ, દેશ અ-
ઢારના રાજીયા ॥ નવ મલ્લિને નવ લચ્છીજી
રાય, વીરના ભગતા વાજીયા ॥ ગૌતમને૦
॥ ૩ ॥ પ્રભુ શાસનના શિરદાર, સવ સં-
ઘને સંતોષીને ॥ શોળ પહોર લગે દેશના
દીધ, પછી વીર બીરાજ્યા મોક્ષ મેં ॥ ગૌ-
તમને૦ ॥ ૪ ॥ તિન વરસને સાડા આઠ
માસ, ચોથા આરાના બાકી રહ્યા ॥ દિન
દોય તણો સંથાર, *મૌન રહી મુગતે
ગયા ॥ ગૌતમને૦ ॥ ૫ ॥ ઇંદ્ર આવ્યા
જી ચિત્ત ઉલ્હાસ, દેવ દેવીના સાથમેં ॥
જાણે ઝગ મગ લગ રહી જ્યોત, અમાવા-

* મૌન રહી (પાઠાંતરે) મૌન નહી,

શ્યાની રાત મેં ॥ ગૌતમને૦ ॥ ૬ ॥ મુગ-
તિ પહોત્યા એકા એક, સાતસેં હુવા જ્યારે
કેવળી ॥ ચૌદસે સાધવિયાં હુઈ સિદ્ધ, હું
સહુને વાંદુ મનરળી ॥ ગૌતમને૦ ॥ ૭ ॥
રહ્યા ત્રીશ વરસ ઘર માંય, વર્ષ બયાળિ
સંયમ પાળીયો ॥ પ્રભુ જગ તારણ જગ-
દીશ, દયા માર્ગ અજુવાળીઓ ॥ ગૌતમને૦
॥ ૮ ॥ હોજી દેવ દેવી ને વળિ ઇંદ્ર, નિ-
ર્વાણ તણો મહોચ્છવ કીયો ॥ અરિહંતનો
પડિયો વિજોગ, સુર નરનો ભરિયો હીયો
॥ ગૌતમને૦ ॥ ૯ ॥ સાધુ સાધવી કરતા
શોક, શ્રાવક શ્રાવિકા પણ ઘણો ॥ ભરત
ક્ષેત્રમાં પડિયો વીજોગ, આજ પછી અરહંત
તણો ॥ ગૌતમને૦ ॥ ૧૦ ॥ પછી બેઠા
સુધર્મ સ્વામી પાટ, ચારૂઈ સંઘ ચરણ સે-
વતા ॥ જયારી પાળતા અખંઠિત આણ,
સેવા કરે દેવીને દેવતા ॥ ગૌતમને૦ ॥૧૧॥
મુગતે પહોંત્યા શ્રી મહાવીર, પ્રભુ સુખ

પામ્યા છે શાશ્વતાં ॥ ઋષિ રાયચંદજી કહે એમ, મહારે અરિહંત વચનની આસતા ॥ ગૌતમને૦ ॥ ૧૨ ॥ ઇતિ. ॥

---

## ॥ ઢાલ ૪ થી. ॥

શ્રી મહાવીર પહોત્યા નિર્વાણ, ગૌતમ-સ્વામીએ વાતજ જાણી ॥ ગુરાંજી થેં મને ગોડે ન રાખ્યો ॥ ૧ ॥ એ આંકણી ॥ મુગતિ જાવણરો નામ ન દાખ્યો ॥ ગુરાંજી૦ ॥ ૨ ॥ હું સઘળા પહેલો હુવો થારો ચેલો, ઇણ અવસર આઘો કીમ મેલ્યો ગુરાંજી૦ ॥ ૩ ॥ પ્રભુ તુમ ચરણે મહારો ચિત્ત લાગ્યો, પણ થેં મુને મેલ દિયો આગો ॥ ગુરાંજી૦ ॥ ૪ ॥ મુને દરશન આપરો લાગતો પ્યારો, આપ પહોત્યા નિર્વાણ મુને મેલ ન્યારો ॥ ગુરાંજી૦ ॥ ૫ ॥ આપે તો મુજશું અંતર રાખ્યો, પણ મેં મહારાં

મનરો દરદ ન દાખ્યો ॥ ગુરાંજી૦ ॥ ૬ ॥ હું આડો માંડીને ન ઝાલત પલ્લો, પણ સાહિબ કામ કિયો તુમે ભલ્લો ॥ ગુરાંજી૦ ॥ ૭ ॥ હું તમને અંતરાય ન દેતો; મુગતિમેં જગ્યા વહેંચી ન લેતો ॥ ગુરાંજી૦ ॥ ૮ ॥ હું સંકડાઈ ન કરતો કાંઇ, આપ સાથે હું મોક્ષમેં આઇ ॥ ગુરાંજી૦ ॥ ૯ ॥ અબ હું પુછા કરશું કિણુ આગે, પ્રભુ મહારો મન એક થાશુંજ લાગે ॥ ગુરાંજી૦ ॥ ૧૦ ॥ મહારો સાંસો કહો કુણુ ટાળે, આપ વિના પાખંડીના મદ કુણુ ગાળે ॥ ગુરાંજી૦ ॥૧૧॥ હું તો ચૌદે પૂરવ ને ચૌનાણી, પિણુ મોહની કર્મેં લપેટચો આણી ॥ ગુરાંજી૦ ॥ ૧૨ ॥ ઇસા ગૌતમસ્વામી યે કિયા વિલપાત, એ મોહની કર્મની અચરિજ વાત ॥ ગુરાંજી૦ ॥ ૧૩ ॥ હવે મોહની કર્મ દૂરે ટાળી, ગૌતમસ્વામીયે સુરતી સંભાળી ॥ વિતરાગ રાગ દ્વેષશું વીત્યા ॥ ૧૪ ॥ એ આંકણી ॥

મ્હારા ચિત્તમાં આઇ ગઈ ચિંતા ॥ વીતરાગ૦ ॥ ૧૫ ॥ તિણિ વેળા નિર્મળ ધ્યાનજ ધ્યાયો, કેવળજ્ઞાન ગૌતમસ્વામિયે પાયો ॥ વીતરાગ૦ ॥૧૬ ॥ બાર વરસ રહ્યા કેવળજ્ઞાની,, વાત જાણું કાંઇ નવિ રહી છાની ॥ વીતરાગ૦ ॥ ૧૭ ॥ ગૌતમે પણ કિયો મુગતિમેં વાસો, સંસારનો સર્વ દેખે તમાસો ॥ વીતરાગ૦ ॥ ૧૮ ॥ જેણિ રાતે મુગતિ ગયા વર્દ્ધમાન, ઇંદ્રભૂતિ ને ઉપન્યું કેવળજ્ઞાન ॥ વીતરાગ૦ ॥ ૧૯ ॥ તિણ દિનથી એ વાજી દીવાળી, મ્હોટા દિન એ મંગળ માળી ॥ વીતરાગ૦ ॥ ૨૦ ॥ રાત દિવાળીના શિયળ થેં પાળો, વળિ રાત્રિભોજન કરવા ટાળો ॥ વીતરાગ૦ ॥ ૨૧ ॥ ઋષિ રાયચંદ કહે સુણો હો સુજ્ઞાની, દયારૂપ દીવાળી થેં લેજ્યો માની ॥ વીતરાગ૦ ॥ ૨૨ ॥

॥ **कलश** ॥ શ્રી શાસન નાયક, મુગતિ દાયક, દયા મારગ અજુવાળીયો ॥ શ્રી ગૌ-

તમસ્વામી, મુગતિ ગામિ, કિયો ચિત્ત વલ્લભ ચોઢાળીઓ ॥ ૨૩ ॥ સંવત અઢારે ગુણચાળીશે, નાગોર ચોમાસો નિર્મળ મને. ॥ પૂજ્ય જેમલજી પ્રસાદે, સંપૂર્ણ કિયો દિવાળી દિને ॥ ૨૪ ॥ ઇતિ સમાપ્તમ્ ॥

---

## श्री नवकारनो छंद प्रारंभ.

(દોહા.)

વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર ॥ નિશ્ચે શ્રી નવકાર નિત, જપતાં જય જયકાર ॥ ૧ ॥ અડશઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નીધાન ॥ વીતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ટી પ્રધાન ॥ ૨ ॥ એકજ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપતિ થાય ॥ સંચિત સાગર સાતનાં, પાતિક દૂર પલાય ॥ ૩ ॥ સકળ મંત્ર શિર મુકુટ મણી, સદગુરૂ ભાષિત સાર ॥ શો ભવિયાં મન શુદ્ધશું, નિત જપીએ નવકાર ॥ ૪ ॥

( છંદ હાટકી. )

નવકાર થકી શ્રીપાળ નરેસર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ ॥ સમશાન વિષે શિવ નામ કુમરને, સોવન પુરિસો સિદ્ધ ॥ નવ લાખ જપંતા નરક નિવારિ, પામે ભવનો પાર ॥ સો ભવિયાં ભત્તે, ચોખે ચિત્તે, નિત જપીએ નવકાર ॥ ૧ ॥ બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાશ ॥ તસ્કરને મંત્ર સમર્યો શ્રાવકે, ઊડયો તે આકાશ ॥ વિધિ રીત જપ્યો વિષધર વિષ ટાળે, ઢાળે અમૃત ધાર ॥ સો૦ ॥ ૨ ॥ બીજોરાં કારણ રાય મહાબળ, વ્યંતર દુષ્ટ વિરોધ જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો જક્ષ પ્રતિબોધ ॥ નવલાખ જપંતા થાયે જિનવર, એવો છે અધિકાર ॥ સો૦ ॥ ૩ ॥ પલ્લિપતિ શીખ્યો મુનિવર પાસે, મહા મંત્ર મન સુદ્ધ ॥ પરભવ તે રાજસીંહ પૃથ્વીપતિ, પામ્યો પરીગળ રૂદ્ધ ॥ એ મંત્ર થકી અમરાપુર પહોત્યો, ચારૂદત્ત સુવિચાર

॥ સો૦ ॥ ૪ ॥ સન્યાસી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાળ ॥ દીઠો શ્રી પાસ કુમારે પન્નગ, અધબળતો તે ટાળ ॥ સંભળાવ્યો શ્રી નવકાર સ્વયં મુખ, ઈંદ્રભુવન અવતાર ॥ સો૦ ॥ ૫ ॥ મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ ॥ ઇણુ ધ્યાને કષ્ટ ટળ્યું ઉંબરનું. રક્તપિત્તનો રોગ ॥ નિશ્ચેશું જપતાં નવનિધી થાએ, ધર્મતણો આધાર ॥ સો૦ ॥ ૬ ॥ ઘટમાંહી કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત ॥ પરમેષ્ટિ પ્રભાવે, હાર ફુલનો વસુધા માંહી વીખ્યાત ॥ કમળાવતિયે પિંગળ કીધો પાપતણો પરીહાર ॥ સો૦ ॥ ૭ ॥ ગયણાંગણુ જાતિ રાખી ગ્રહીને, પાડી બાણુ પ્રહાર ॥ પદ પંચ સુણુંતા પાંડુપતિ ઘર, તે થઈ કુંતા નાર ॥ એ મંત્ર અમુલક મહિમા મંદિર, ભવ દુઃખ ભંજણુહાર ॥ સો૦ ॥ ૮ ॥ કંબળ ને સંબળ કાદવ કાઢ્યાં, શ-

કટ પાંચશે માન ॥ દીધે નવકાર ગયા દે-
વલોકે, વિલસે અમર વિમાન ॥ એ મંત્ર
થકી સંપતિ વસુધા તળે, વિલશે જૈન
વિહાર ॥ સો૦ ॥ ૯ ॥ આગે ચોવીશી હુઇ
અનંતી, હોશે વાર અનંત ॥ નવકાર તણી
કોઇ આદિ ન જાણે, ઈમ ભાંખે અરિહંત
॥ પૂરવ દિશિ ચારે-આદિ પ્રપંચે, સમર્યા
સંપતિ સાર ॥ સો૦ ॥ ૧૦ ॥ પરમેષ્ટિ
સુર પદ તે પણ પામે, જે કૃત કર્મ
કઠોર ॥ પુંડરગિરિ ઊપર પરતખ પેખ્યો,
મણિધર ને એક મોર ॥ સહગુરૂ ને સનસુખ
વિધિ સમરંતા, સફળ જન્મ સંસાર ॥
સો૦ ॥ ૧૧ ॥ શુળીકારો પણ તસ્કર કી-
ધો, લોહ ખરો પરસિદ્ધ ॥ તિહાં શેઠે નવ-
કાર સુણાવ્યો, પામ્યો અમરની ઋદ્ધ ॥ શે-
ઠને ઘર આવી વિઘ્ન નિવારયા, સુરે કરી
મનોહાર ॥ સો૦ ॥ ૧૨ ॥ પંચ પરમેષ્ટિ
જ્ઞાનજ પંચહ; પંચ દાન ચારિત્ર ॥ પંચ

સજ્ઝાય મહાવ્રત પંચહુ, પંચ સુમતિ સમકીત ॥ પંચ પ્રમાદહુ વિષય તજો પંચ, પાળો પંચા ચાર ॥ સો૦ ॥ ૧૩ ॥

( કળશ છપ્પય. )

નિત જપીએ નવકાર, સાર સંપતિ સુખદાયક ॥ શુદ્ધ મંત્ર એ શાશ્વતો, ઈમ જંપે શ્રી જગનાયક ॥ શ્રી અરિહંત સુશિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે ॥ શ્રી ઉવઝાય સુસાધુ, પંચ પરમેષ્ટિ થુણિજે ॥ નવકાર સાર સંસાર છે, કુશળલાભ વાચક કહે ॥ એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વંછિત લહે ॥ ૧૪ ॥ ઇતિ. ॥

---

## अथ श्री शांतिनाथनो छंद.

નગર હસ્થિણાપુર અતિ રે ભલો, જિહાં જનમ્યા તિર્થંકર ત્રિભુવન તિલો ॥ રાજ પ્રરૂપ્યો જૈન ખરો, શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો ॥ ૧ ॥ એ આંકણી ॥ સર્વાર-

થ સિદ્ધ થકીરે ચવી, તવ દેશ નગરમાં શાં-
તિ હવી ॥ શાંતિજી નામ દિયો સખરો,
શ્રી શાંતિ૦ ॥ ૨ ॥ વિશ્વસેન પિતા અચિ
રા રે માયા, જેણે ચૌદ સુપન મહોટાં રે
પાયા ॥ જનમ્યા તિર્થંકર અમિય ઝરો, શ્રી
શાંતિ૦ ॥ ૩ ॥ છપ્પન કુમારિકા ઉલ્લાસ
ઘણો, જેણે જનમ મહોચ્છવ કર્યો કુમર
તણો ॥ ચોશઠ ઇંદ્ર આવી કળશ ભરો, શ્રી
શાંતિ૦ ॥ ૪ ॥ ભણાવી બહોતેર કળા,
જેણે સહસ્ર ચોશઠ પરણી મહીલા ॥ છ
ખંડ સાધ્યા એણીય પરો, શ્રી શાંતિ૦ ॥
૫ ॥ સહસ પંચોતેર વરસ કહ્યાં, ચક્રવરતિ
પણે ઘર વાસ રહ્યાં ॥ પછે મિટાઈ દિયો
સઘળો ઝગડો, શ્રી શાંતિ૦ ॥ ૬ ॥ એક
સહસ પુરૂષ સાથે શિક્ષા, શ્રી જિનવરજીએ
લીધી દિક્ષા ॥ પછે સુર નર આવી પાય
પરો, શ્રી શાંતિ૦ ॥ ૭ ॥ એક માસ લ-
ગે છદમસ્થ રહ્યા, શુદિ પોશ નોમે દિન

કેવળ લહ્યા ॥ ભરણી નક્ષત્ર પ્રભાત ખરો,
શ્રી શાંતિ૦ ॥ ૮ ॥ પ્રભુએ મોહજાળ સવિ
કાપી, ચતુર્વિંધ સંઘ તીરથ થાપી ॥
ચોથો દુસમ સૂસમ આરો, શ્રી શાંતિ૦ ॥
૯ ॥ બાસઠ સહુસ મુનિરાજ થયા, વળી
સહસ નવ્યાસી હુઈ આજિયાં ॥ પ્રભુ તા-
રોને વળી આપ તરો, શ્રી શાંતિ૦ ॥ ૧૦ ॥
દોય લાખ નેવુ સહસ શ્રાવક ગુણી, ત્રણુ
લાખ ત્યાશી સહસ શ્રાવિકા સુણી ॥ ઓર
ચતુર્વિંધ સંઘ ખરો, શ્રી શાંતિ૦ ॥ ૧૧ ॥
ચાર હજાર ઉહીનાણિ જતિ, વળી ત્રણુસેં
હુવા વિપુલમતિ ॥ નેવૂ ગણધરનો પાપ
હરો, શ્રી શાંતિ૦ ॥ ૧૨ ॥ ચાર હજાર
ત્રણુશે રે કહ્યા, મુનિ કેવળ લહીને મુગતિ
ગયા ॥ છ હજાર મુનિ વૈક્રેય ધરો, શ્રી
શાંતિ૦ ॥ ૧૩ ॥ ચોત્રીશેં વાદી ભારી,
વળી આઠસેં ચોદ પૂરવ ધારી ॥ આઠ કરમ-
શું જાઈ લડો, શ્રી શાંતિ૦ ॥ ૧૪ ॥ નવ-

પહેલી મોટી રે કહી, જેણે એક જુ ભવમાં છોએ લહી ॥ એસો ભરિયો પુણ્ય ઘડો, શ્રી શાંતિ૦ ॥ ૧૫ ॥ પાપા લાખ કુમર સાધપણે, વળિ અધલાખ વરસ રાજ્ય પણે ॥ એક લાખ વરસનો સર્વ ઘડો, શ્રી શાંતિ૦ ॥ ૧૬ ॥ ચાળીશ ધનુષ ઉંચી રે દેહી, વળી હેમવરણી ઉપમારે કહી ॥ દીઠે દિલ દરિયાવ ઠરે, શ્રી શાંતિ૦ ॥ ૧૭ ॥ જો નામ ધરાવો શ્રાવક યતિ, તો અનાચાર સેવો રે મતિ ॥ પરભવ સેંતી કાંઇ ડરો, શ્રી શાંતિ૦ ॥ ૧૮ ॥ ત્રિવિધે ત્રિવિધે જીવ મતિ રે હણો એ ઉપદેશ છે જિનરાજતણો ॥ માર્ગ બતાવ્યો શુદ્ધ ખરે, શ્રી સાંતિ ॥ ૧૯ ॥ આ જીવ રાયને રંક થયો, વળિ નરક નિગોદમાં બહુ રે રહ્યો ॥ રડવડિયો જેમ ગેડિ દડો, શ્રી શાંતિ૦ ॥ ૨૦ ॥ ચારગતિનાં રે દુઃખ કહ્યાં, જિવે અનંતિ અનંતિ વાર લહ્યાં ॥ પચી રહ્યો

જેમ તેલ વડે, શ્રી શાંતિ૦ ॥ ૨૧ ॥ શ્રદ્ધા સહિત તુમે તાપ તપો, ભવ્ય જીવા સૌ તુમે જાપ જપો ॥ માર્ગ મળ્યો છે નિપટ ખરો; શ્રી શાંતિ૦ ॥ ૨૨ ॥ સંથારો એક માસ તણો, સમેતશિખર સિદ્ધ ઠામ ભણો ॥ નવશે મુનિશું મુગતિ વરો, શ્રી શાંતિ૦ ॥ ૨૩ ॥ મૃગ લંછન સોંતિ ધ્યાન રહ્યા, શ્રી શાંતિ જિનેશ્વર મુગતિ ગયા ॥ પછે ભેટ દિયો સવિ જન્મ મરો, શ્રી શાંતિ૦ ॥ ૨૪ ॥ તુમ નામ લિયા સવિ કાજ સરે, તુમ નામે મુગતિ મહેલ મળે ॥ તુમ નામે શુભ ભંડાર ભરો, શ્રી શાંતિ૦ ॥૨૫॥ ઋષિ જેમલજીએ એહ વિનતિ કહી, પ્રભુ તોરા ગુણનો પાર નહી ॥ મુજ ભવ ભવનાં દુઃખ દૂર હરો, શ્રી શાંતિ૦ ॥ ૨૬ ॥ ઇતિ. ॥

---

# અથ શ્રી ચાર શરણાં પ્રારંભ.

પ્રહ ઊઠીને સમરિયે, હો ભવિયણ મંગળિક શરણાં ચાર ॥ આપદા મટી સંપદા હુવે, હો૦ ભવિયણ દોલતનાં દાતાર ॥ હૃદયમાં રાખીએ, હો૦ ભવિયણ મંગળિક શરણાં ચાર ॥ ૧ ॥ એ આંકણી ॥ અરિહંત સિદ્ધ સાધુ તણાં, હો૦ કેવળી ભાષિત ધર્મ ॥ એ શરણાં નિત ધ્યાવતાં હો૦ ત્રુટે આઠે કર્મ ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૨ ॥ વાટે ઘાટે ચાલતાં, હો૦ રાત દિવસ મોઝાર ॥ ગામ નગર પુર વિચરતાં, હો૦ વિઘ્ન નિવારણ હાર ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૩ ॥ એ ચારે સુખકારિયાં, હો૦ એ ચારે જગ સાર ॥ એ ચારે ઉત્તમ કહ્યાં હો૦ એ ચારે હિતકાર ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૪ ॥ દાયણ સાયણ ભૂતડાં, હો૦ સિંહ ચિત્રાને શુર ॥ વૈરી દુશ્મન ચોરટા, હો૦ રહે [illegible] સઘળા દૂર ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૫ ॥ રા[illegible] આસતા, હો૦ ને-

રો નહિ આવે રોગ ॥ આણંદ વર્ત્તે ઇણ નામથી, હો૦ વહાલા તણો સંયોગ ॥ હૃ૦ ॥ ॥ હો૦ ॥ ૬ ॥ સુખશાતા વર્ત્તે ઘણી, હો૦ જે ધ્યાવે નર નાર ॥ પરભવ જાતાં ઇણ જીવને, હો૦ એહ તણો આધાર ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૭ ॥ મન ચિંતિત મનોરથ ફળે, હો૦ વર્ત્તે કોડ કલ્યાણ ॥ શુદ્ધે મને ધ્યાવતાં, હો૦ નિશ્ચે પદ નિરવાણ ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૮ ॥ ઇણ સરિખો શરણો નહી, હો૦ ઇણ સરીખો નહી નામ, ઈણ સરીખો મિત્ર નહી. હો૦ ગામ નગર પુર ઠા- મ ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૯ ॥ ॥ દાન શિયળ તપ ભાવના, હો૦ જગમેં તત્તવ સાર ॥ કરો આરાધો ભાવશું, હો૦ પામો મોક્ષદુવાર ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૧૦ ॥ જોડ કિધી છે જુગ્તિશું, હો૦ પાલી શેખાકાળ ॥ રૂષિ ચોથમલજી ઇમ ભણે, હો૦ સુણજો બાળ ગોપાળ ॥ હૃ૦ ॥ હો૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

# अथ श्री ज्वर [ ताव ] नो छंद.

॥ દોહા ॥

નમો આનંદપુર નગર, અજયપાલ રાજાન ॥ માતા અજયા જનમિયો, જ્વર તું કૃપા નિધાન ॥ ૧ ॥ સાતરૂપ શક્તિ હુઓ, કરવા ખેલ જગત્ત ॥ નામ ધરાવે જુ જુવા, પસર્યો તું ઈત્ત ઉત્ત ॥ ૨ ॥ એકાંતરો બિયાંતરો, ત્રઈયો ચોથો તામ, શીત ઉષ્ણ વિષમ જ્વરો, એ સાતે તુજ નામ ॥ ૩ ॥

॥ છંદ ॥

એ સાતે તુજ નામ સુરંગા, જપતાં પૂરે કોડિ ઉમંગા ॥ તેં નામ્યા જે જાલિમ જુંગા, જગમાં વ્યાપી તુજ જસ ગંગા ॥ ૪ ॥ તુજ આગે ભૂપતિ સબ રંકા, ત્રિભુવનમાં વાજે તુજ ડંકા ॥ માને નહિ તું કેહની શંકા; તુઠયો આપે સોવન ટંકા ॥ ૫ ॥ સાધક સિદ્ધ તણા મદ મોડે, અસુર સુરા તુજ આગલ દોડે ॥ દુક્ક ધીકુનાં કંધ-

૨ તોડે, નમી ચાલે તેહને તું છોડે ॥ ૬ ॥ આવંતા થરહર કંપાવે, ડાહ્યાને જિમ તિમ બહકાવે ॥ પહીલો તું કેડમાંથી આવે, સાત શિરખ પણ શીત ન જાવે ॥ ૭ ॥ હીં હીં હું હુકાર કરાવે, પાંસળિયાં હાડાં કડઠાવે ॥ ઉનાળે પણ અમલ જગાવે, તાપે પહિરણમાં મૂતરાવે ॥ ૮ ॥ આશો કાર્તીક-માં તુજ જોરો; હઠયો ન માને ધાગો દોરો ॥ દેશ વીદેશ પડાવે સોરો, કરે સબળ તું તાતો તોરો ॥ ૯ ॥ તું હાથીનાં હાડાં ભંજે, પાપીને તાડે કરપંજે, ભક્તિ વત્સલ ભાવે જો રંજે, તો શેવકને કોય ન ગંજે ॥ ૧૦ ॥ ફોડક તોઠક ડમરૂ ડાકં, સુરપતિ સરિખા માને હાકં ॥ ધમકે ધુંસડ ધાંસડ ધાકં, ચઢતો ચાલે ચંચળ ચાકં ॥ ૧૧ ॥ પિશુન પછાડણ નહી કો તોથી, તુજ જસ બોલ્યા જાય ન કોથી ॥ શી અણખીલ કરો એ શોથી, મહેર કરી અળગા રહો મોથી ॥ ૧૨ ॥ ભક્તા થકી એવડી કાં ખેડો, આનલ

અમિના છાંટા રેડો; લાખા ભક્તનો એ નિ-
વેડો, મહારાજ મૂકો મુજ કેડો ॥ ૧૩ ॥
લાજવશોમાં અજયા રાણી, ગુરૂ આણુ માનો
ગુણ ખાણી ॥ ઘરે સિધાવો કરૂણા આણી,
કહું છું નાકે લીટી તાણી ॥ ૧૪ ॥ મંત્ર
સહિત એ છંદ જે પઢશે, તેહને તાવ કદી
નવ ચઢશે ॥ કાંતિઃકળા દેહી નીરોગં, લહેશે
લખમી લીલા ભોગં ॥ ૧૫ ॥

॥ કલશ છપ્પય ॥

ૐ નમો ધરિ આદિ, બીજ ગુરૂ નામ
વદીજે ॥ આનંદપુર અવનીશ, અજયપાળ
આણીજે ॥ અજયા જાત અઢાર, વાંચિયે
સાતે બેટા ॥ જપતાં એહિજ જાપ, ભક્તશું
ન કરે મેટા ॥ ઉતરે ચઢિયો અંગ, પળમેં
તુજ વયણે મુદા ॥ કહે કાંતિ રોગ નાવે
કદિ, સાર મંત્ર ગ્રહિયે સદા ॥ ૧૬ ॥ ઇતિ
જ્વર છંદ સંમાપ્ત ॥

એ છંદ સાત વાર, ચૌદ વાર અથવા એ
વીશ વાર સાંભળે અથવા ગણે તો તાવ જતો રહે

## अथ श्री महावीर स्वामीनो छंद.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અ
ક્રોધને મન્નથી દૂર વારો ॥ સંતોષવૃત્તિ ધરે
ચિત્તમાંહિ, રાગ દ્વેષથી દૂર થાઓ ઉચ્છાહિ
॥ ૧ ॥ પડ્યા મોહના પાસમાં જેહ પ્રાણી
શુદ્ધ તત્વની વાત તેણે ન જાણી ॥ મ
જન્મ પામી વૃથા કાં ગમો છો, જીનમાર્ગ
છંડી ભૂલા કાં ભમો છો ॥ ૨ ॥ અલોભ
અમાની નિરાગી તજો છો, સલોભી સમાન
સરાગી ભજો છો ॥ હરિ હરાદિ અન્યથી
રમો છો, નદી ગંગ મુકી ગળીમાં પડો છે
॥ ૩ ॥ કેઈ દેવ હાથે અસિ ચક્રધારા, કે
દેવ ઘાલે ગળે રૂંઢમાળા ॥ કેઈ દેવ ઉત્સંગે
રાખે છે વામા, કેઇ દેવ સાથે રમે વૃંદ રામ
॥ ૪ ॥ કેઈ દેવ જપે લેઈ જપમાળા, કે
માંસભક્ષી મહા વીકરાળા ॥ કેઇ યોગિણ

ભોગિણી ભોગ રાગે, કેઈ રૂદ્રાણી છાગનો
કામ માગે ॥ ૫ ॥ ઇશા દેવ દેવીતણી
આશ રાખે, તદા મુક્તિનાં સુખને કેમ ચા-
॥ જદા લોભના થોભનો પાર નાવ્યો,
મધનો બીંદુઓ મન્ન ભાવ્યો ॥ ૬ ॥
જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ પીંડને
અન્ન શું લેય ચાખે ॥ દીન હીનની ભીડ તે
મ ભાંજે, કુટયો ઢોલ હોએ કહો કેમ વાજે
૭ ॥ અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા,
લોભી પ્રભુને ભજો વિશ્વવિખ્યાતા ॥ રત્ન
ચિંતામણિ સારિખો એહ સાચો, કલંકી કાચના
ક શું મત રાચો ॥ ૮ ॥ મંદ બુદ્ધિ શું જેહ
ણી કહે છે, સવિ ધર્મ એકત્વ ભૂલો ભમે છે
કિહાં સર્ષવા ને કિહાં મેરૂધીરં, કિહાં કાય-
ને કિહાં શુરવીરં ॥ ૯ ॥ કિહાં સ્વર્ણથાળ
કિહાં કુંભખંડ, કિહાં કોદ્રવા ને કિહાં ખીરમંડ
કિહાં ખીર સિંધુ કિહાં ક્ષાર નીરં, કિહાં
મધેનુ કિહાં છાગ ખીરં ॥ ૧૦ ॥ કિહાં

સત્યવાચા કિહાં કુડવાણી, કિહાં રંકનારી કિહાં રાયરાણી ॥ કિહાં નારકીને કિહાં દેવ ભોગી, કિહાં ઇંદ્રદેહી કિહાં કુષ્ટ રોગી ॥ ૧૧ ॥ કિહાં કર્મઘાતી કિહાં કર્મધારી, નમો વીરસ્વામી ભજો અન્ય વારી ॥ જીસી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી, રાચે મંદબુદ્ધિ ધ્રરી જેહ સ્વામી ॥ ૧૨ ॥ અથિર સુખ સંસારમાં મન્ન રાચે, તે જના મૂઢમાં શ્રેષ્ટ શું ઇષ્ટ છાજે ॥ તજો મોહ માયા હરો દંભ રોશી, સજો પુણ્ય પોશી ભજો તે અરોશી ॥ ૧૩ ॥ ગતિ ચાર સંસાર અસાર પામી, આવ્યો આશ ધારી પ્રભુ પાય સ્વામી ॥ તુહીં તુહીં તુહીં પ્રભુ પરમ રાગી, ભવફેરની શૃંખલા મોહ ભાગી ॥ ૧૪ ॥ માનીયે વીરજી અરજ છે એક મોરી, દીજે દાસકું સેવના ચરણ તોરી ॥ પુણ્ય ઉદય હુવો ગુરૂ આજ મેરો, વિવેકે લહ્યો મેં પ્રભુ દર્શ તેરો ॥ ૧૫ ॥

# अथ श्री महावीरजिन छंद.

## ( ત્રિભંગી છંદ. )

જિનશાસન સ્વામી, અંતરજામી, શિવગતિ ગામી, સુખકારી ॥ જગમેં જસવંતા શ્રી ભગવંતા, સુગુણ અનંતા, ઉપગારી ॥ સિદ્ધારથ કુળ આયા, જગત સુહાયા, શુભ પળ જાયા, ગુણધારી ॥ ધન ત્રિશલા નંદન, કુળધ્વજ સ્યંદન, જિન ચરણનકી બલિહારી ॥ ૧ ॥ આસન કંપાયા સુરપતિ આયા, શીશ નમાયઃ, શુભ ભાવે ॥ વૈક્રિયકી પાસે, મેલી ઉલાસે, લે જીન તાસેં, ગિરિ આવે ॥ તિહાં પ્રભુજીનો મહોચ્છવ કીનો, ફિર મુક દીનો, જયાં મહત્તારી ॥ ધન ત્રિશલા૦ ॥ ૨ ॥ યુગ વંદણા કરકે, નિદ્રા હરકે, સ્તવન ઉચરકે, ઘર જાવે ॥ ભઈ રવિ ઉગાઈ, ભૂધવ તાંઈ, દાસી વધાઈ હરસાવે ॥ નૃપ મહોચ્છવ કીનો, દાનજ દીનો, હર્ષંત હુયો

નીહારી ॥ ધન૦ ॥ ૩ ॥ યૌવન વય માં
હી, નારી વ્યાહી, અવસર પાહી જોગ ગ્રહે
॥ તપસ્યા તન તાવે, સમ દમ ભાવે, ધ્યા
ન સુ ધ્યાવે; કષ્ટ સહે ॥ પ્રભુ ક્ષમાસાગ
જ્ઞાન ઉજાગર, ગુણ રત્નાગર, અધ વારી
ધન૦ ॥ ૪ ॥ શુદ્ધ સંયમ પાળે, દૂષણ
ટાળે ॥ શિવમગ ચાલે, જગ ત્રાતા ॥ ક્રોધ
માન ને માયા, લોભ હઠાયા, મોહ ભગાયા
અરિ ઘાતા ॥ શુકળ મન ધ્યાયા, કર્મ ખ
પાયા ॥ કેવળ પાયા, જિણવારી ॥ ધન૦
॥ ૫ ॥ મુણિ નાથ બડાઇ, મન અકડાઇ
આયા ચલાઇ, પ્રભુ પાસે ॥ વિસ્મય અતિ
પાયા ચિત્ત લજાયા, ગર્વ ગમાયા, વીમારે
॥ પ્રભુ ભર્મ મિટાયા, જિન મગ આય
સંજમ ઠાયા, તિણ સારી ॥ ધન૦ ॥ ૬
પરથમ ઇંદ્રભૂતિ, પૂરવધર શ્રુતિ, ત્રિપદ
સંયુતિ, ફરમાયા ॥ ગણધર પદ લીના

ચરમ પ્રવિના, સમ દમ ભીના તન તાયા
. ચુમ્માળીશે લારા, ગણધર ઇગ્યારા, ભયે
મણગારા, વ્રતધારી ॥ ધન૦ ॥ ૭ ॥ ચાર
તીરથ થાપ્યાં, પાપ ઉથાપ્યાં, સુવ્રત આ-
પ્યાં નર નારી ॥ કોઇ સ્વર્ગ સિધાયા, કેઇ
શેવ પાયા, શ્રી જિનરાયા, હિતકારી ॥
શૈલેશી ભાવે, પ્રભુ શિવ પાવે, જગમે ના-
ે, અવિકારી ॥ ધન૦ ॥ ૯ ॥ પ્રભુ અલખ
નેરંજન, ભવદુ:ખ ભંજન, ભવિજન રંજન
કેરપાળા ॥ જે શુદ્ધ મન ધ્યાવે, દુ:ખ પુલાવે,
પુખ ઉપાવે, પ્રતિપાળા ॥ કહે ઋષિ તિલોકા,
ીરત ધોકા; દેજો શિવ થોકા; ભવ પારી
॥ ધન૦ ॥ ૯ ॥ ઇતિ. ॥

---

ીજગ ત્રાતા પ્રભૂતને, વંદન વાર હજાર ॥
ડા ગરવા નામથી, થશે સદા જયકાર ॥ ૧ ॥
બુદ્ધી હીણુ શું કરી શકું,શેવા સરલ સુખકાર ॥
ાસ ત્રીભોવન એમ કહે,ભજો સદા કીરતાર ॥૨॥

**અમદાવાદ નિવાસી શ્રીયુત શેઠ. મલીચંદ ભુલાખીદાસની સ્વર્ગવાસી પત્તની બાઈ વીજળી બાઇએ ગુરૂજીના ગુણ વિષે કરેલી ગહુંલી.**

## ( દેશી ગીતની. )

સરસ્વતિ સ્વામીને વિનવુંરે, સતગુરૂ લાગુજી પાયરે ઉત્તમ પ્રાણી ॥ ગુણોદથી ગુરૂ જાણીયેરે; ભેટતાં પાપ પલાયરે ઉત્તમ પ્રાણી ॥ વાંદુ ગુણી ગુરૂ ભાવશુંરે ॥ ૧ ॥ દેશ અને પરદેશમાંરે, કરતા પર ઉપગારરે ॥ ઉ૦ ॥ બોધ દઇ ભવીતારતારે, ઉતારે ભવપારરે ॥ ઉ૦ વાં૦ ॥ ૨ ॥ જીતે પરીશા બાવિસનેરે, પાપ સકળ પરિહારરે ॥ ઉ૦ ॥ ખમન દમન ગુણે આગળારે, દેખાડે મોક્ષદ્વારરે ॥ ઉ૦ વાં૦ ॥ ૩ ॥ સોમ્યવદન મુની પેખતાંરે, દરશનથી દુઃખ જાયરે ॥ ઉ૦ ॥ પંડીત પૂર્ણ વિવેકીયારે, પુજ્ય ગુણી ગુણ ગાયરે ॥ ઉ૦ વાં૦ ॥ ૪ ॥ શાંત મુની મન

રંજણારે, વિનિત શુકોમળ દેહરે ॥ ઉ૦ ॥ પૂર્ણ પ્રતાપી પધારિયારે, જ્ઞાની ગુરૂ તત્તખેવરે ॥ ઉ૦ વાં૦ ॥ ૫ ॥ અનંત ગુણે કરી શોભતારે, એક જીભે ન કહાયરે ॥ ઉ૦ ॥ છકાય જીવ દયા કરેરે, ભવી જન ઉર ઉલસાયરે ॥ ઉ૦ વાં૦ ॥ ૬ ॥ કર્મના ભારા કાપતારે, આપતા શિવસુખ સારરે ॥ ઉ૦ ॥ જન્મ જરા મર્ણ ત્રીવીધેરે, તાપ બુઝાવણ હારરે ॥ ઉ૦ વાં૦ ॥ ૭ ॥ શાતાકારી છો સર્વનેરે, અચળ વૃત્તી ગુણધારરે ॥ ઉ૦ ॥ અલ્પબુદ્ધી ગુરૂ માહારીરે, પામું નહી ગુણ પારરે ॥ ઉ૦ વાં૦ ॥ ૮ ॥ અંતરજામી છો વાલહારે; દુઃખીત જન વિસરામરે ॥ ઉ૦ ॥ ભવદવ તાપ નિવારવારે; સતગુરૂ જેમ આરામરે ॥ ઉ૦ વાં૦ ॥ ૯ ॥ મેહેર કરી મુજ ઉપરે રે; તારોને દીન દયાળરે ॥ ઉ૦ ॥ જન્મ મરણ દુઃખ ટાળવારે; સરણુ ગ્રહ્યુ છે. મયાળરે ॥ ઉ૦ વાં૦ ॥ ૧૦ ॥ રાજનગર

રળીયામણુંરે, રાયપુરમાં મુજ વાસરે ॥ ઉ૦ ॥ વીજળીબાઈ એમ વીનવેરે, શિવ સુખની મુજ આશરે ॥ ઉ૦ વાં૦ ॥ ૧૧ ॥

---

# ॥ अथ वैराग्य उपदेशक दोहा. ॥

દયા સુખની વેલડી, દયા સુખની ખાણ ॥ અનંત જીવ મુક્તે ગયા, દયા તણા ફળ જાણ ॥ ૧ ॥ હીંસા દુખની વેલડી, હીંસા દુઃખની ખાણ ॥ અનંત જીવ નરકે ગયા, હીંસા તણા ફળ જાણ ॥ ૨ ॥ ચેતોરે ભવ પ્રાણીયા; એ સંસાર અસાર ॥ થીરતા કોઇ દીસે નહીં; ધન જોબન પરીવાર ॥ ૩ ॥ ધર્મ કરો તમે પ્રાણીયા; ધર્મ થકી સુખ હોય ॥ ધર્મ કરંતા જીવને, દુઃખીયા ન દીઠા કોય ॥ ૪ ॥ જીવ દયા પાળી સહી; પાળી છે છ કાય ॥ વસ્તા ઘરનો પ્રાહુણો; મીઠાં ભોજન ખાય ॥ ૫ ॥ જીવ દયા પાળી નહીં; પાળી

નહીં છકાય ।। સુના ઘરનો પ્રાહુણો, જેમ આવ્યો તેમ જાય ।। ૬ ।। રત્ન પડયું છે બજારમાં, રહ્યો ગરદ લપટાય ।। મુરખ જાણે કાંકરો, ચતુરે લીધો ઉઠાય ।। ૮ ।। ચૌટા કેરે બજારમેં, લાંબા પાન ખજુર ।। ચહે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકના ચુર ।। ૮ ।। એ શીખામણ સાચી કહી, સર્વને હીતકાર ।। કાંઈક દયા કરૂણા રાખજો, તમે સાંભળ્યાનો પરીમાણ ।। ૯ ।। ખરો મારગ વીતરાગનો સુક્ષ્મ જેના ભેદ ।। શ્રદ્ધા હોય તે સરદ જો મનમાં રાખી ઉમેદ ।। ૧૦ ।। ડગાવ્યા ડગજો મતી, નિશ્ચળ રાખજો મન ।। હીંસાથી રહેજો વેગળા; કહેવાશો ધન ધન ।। ૧૧ ।। ઢીલ ન કીજે ધર્મની, તપ જપ લીજે લુંટ ।। જેસી શીસી કાચકી, જાય પલકમેં ફુટ ।। ૧૨ ।। દુક્ષ્મ આરો પંચમો, નિશ્ચળ રાંખજો મન ।। થોડામાં નફો ઘણો, જેમ કુંડા માંહી

રતન ॥ ૧૩ ॥ સાધુ ચંદન બાવના, શીતલ જાકો અંગ ॥ લેહેર ઉતારે ભુજંગકી દે દે જ્ઞાન કો રંગ ॥ ૧૪ ॥ સાધુ બડે પરમારથી, મોટો જીન કો મન ॥ ભર ભર મુઠી દેત હે, ધર્મ રૂપીયો ધન ॥ ૧૫ ॥ હજુ કરમી જીવને, રૂચે એ ઉપદેશ ॥ ખરો મારગ વીતરાગનો, જેમાં કુડ નહી લવલેશ ॥ ૧૬ ॥

---

## जैनस्तुतिः

### રાગ–ધનાશ્રી.

વિનતી ધરજો ધ્યાન, જીનપતિ વિનતિ ધરજો ધ્યાન ॥
ભવસાયરમાં ભુલાભમીએ, નથી સુદ્ધ કે શાન ॥ જી૦ ॥
મોહ માયાએ અમપર કીધું, દુઃખકર છેક દબાણ ॥જી૦॥
લાય હજારો કીધાં કુકર્મો, તેથી હાલ હેરાન ॥ જી૦ ॥
સાંતપણે નથી કીધું કદાપી, ભક્તિ રસનું પાન ॥ જી૦ ॥
કરગૃહો હવે કૃપા કરીને, ભક્ત વત્સલ ભગવાન ॥જીન૦॥

---

# પ્રદેશી રાજાના પ્રશ્નોત્તર.

---

પ્ર૦—પ્રદેશી રાજા કેશીગણધરને નિવેદન કરે હે સ્વામીન ! આપ કહો છો કે જીવને શરીર જુદા છે, અને જેવું કર્યું હોય એવું ભોગવે, તો મારા દાદા નાસ્તિક મતી હતા, ઘણી હિંસા કરતા, તે તમારા કહેવા મુજબ નર્કે જવા જોઇએ; અને તેમ થયું હોત તો નર્કના દુઃખ જોઈ મને સુચના કરત કે હે પુત્ર ! તું પાપ ન કર; પાપ કરવાથી મહારા જેવા દુઃખ ભોગવવા પડશે; એવી રીતે આવીને કહે તો હું જીવ ને શરીર જુદા માનું.

ઉ૦—કેશીગણધર પ્રત્યુત્તર કહે હે રાજન ! તારી સુરિકંતા રાણી સર્વ પ્રકારના આભુષણ પેહેરી બેઠી છે, એવામાં કોઇ ઉદ્ધંડ પુરુષ તેની સાથે ખોટી ચેષ્ટા કરે, તો તું શું કરે ? રાજા કહે તેને તો ઠાર મારૂં, જેમ તું તેનો વિનાશ કરે ને જવા દે નહી, તેમ નર્કમાંથી પરમાધામી આવવા દે નહી, એટલે શી રીતે આવે ? ॥ ૧ ॥

પ્ર૦—રાજા કહે આપે કહ્યું તે સત્ય, પણ માહરી

દાદી ઘણાજ ધર્મીષ્ટ હતા, દાન દેતા હતા તે તમારા કહેવા પ્રમાણે દેવલોકે જવા જોઇએ, તે આવીને કહે કે હે પુત્ર ! તું ધર્મ કર જેથી મહારા જેવા દેવલોકના સુખ મળશે; એવું આવીને કહે તો હું જીવ જુદો ગાનું.

ઉ૦–કેશીગણધર બીજો પ્રશ્ન સાંભળી કહે છે કે તું નાહી ધોઇ આભુષણ પેહેરી દેવ પુજવા જતો હોય, તેવામાં તને કોઈ વિષ્ટાની કોટડી ( સંડાસ ) માં બોલાવે તો ત્યાં જાય ? રાજા કહે તે વચન માત્ર સાંભળું નહી. તો અનેક સુખમાં લીન થએલા દેવતા આ દુર્ગંધ યુક્ત મનુષ્ય લોકમાં આવી શકે ? મનુષ્ય લોકની દુર્ગંધ ૫૦૦ યોજન સુધી ઉછળે છે, તે દુર્ગંધને લીધે આવી શકતા નથી. ॥ ૨ ॥

પ્ર૦–પ્રદેશી રાજા કહે સ્વામીન ! કોઇ જુવાન પુરૂષ નીરોગી માણસ સર ( બાણ ) નાખે, તેવુંજ બાણ કોઈ રોગી પુરૂષ બાળ અવસ્થા વાળો નાખી શકશે ? અર્થાત નહી નાખી શકે. તમારા કહેવ પ્રમાણે જીવ તો તેમાં પણ છે, પણ શરીરના બળની ખામીથી નાખી શકતો નથી; વાસ્તે શરીર છે તેજ

બીજુ' કંઇ નથી.

ઉ૦–વળી તેહનો ઉત્તર કેશીગણધર કહે છે, હે રાજન્ ! જિમ કોઇક બાળક સુકુમાળ છે, અથવા કોઇક વૃદ્ધ પુરૂષ કઠિન છે. હવે તે બિહુ જણ સંધાતે શર નાખે; તિહાં બાલકનો શર (બાણ) કોમલપણા માટે ઢુંકડો પડે. મોટાનો શર કઠિનપણા માટે વેગલો પડે. એતો શરીરનો ગુણ. પણ જીવનો વીશેષ નહિ. જિમ કાવડિનો દૃષ્ટાંત. એક કાવડિ ( કાવડ ) નવા વાંશની હોય તે ઘણો ભાર વહે અને તેહજ કાવડિ જીર્ણ વાંસની થઇ તેવારે ભારને નિરવહી (ઉપાડી) ન શકે, તેમ કાવડિ નવા વાંસ સમાન છે, શરીરની નિર્બલતા સબલતા શરીરનો ગુણ છે. તેણે કરી વેગલો ઢુંકડો બાણ જાય. તે માટે શરીરનો ગુણ છે પણ જીવ તો સદૃશ (સરખા) જાણવા. ॥ ૩ ॥

પ્ર૦–વળી પ્રદેશીરાજા પૂછે હે સ્વામિન્ ! તુમ્હે કહ્યું તે પ્રમાણ, તુહ્મારી મતિ આગળ મહારાથી જવાબ ન થાય પણ એક ચોરને જીવતો તોળી જોયો પછી શસ્ત્રાદી ઉપક્રમ વિના શ્વાસ રૂંધનાદિકે કરી માર્યો, તે વળી મૂવા પુંઠે તોળી જોયો પણ

તેટલોજ થયો. અનંત શક્તિવંત જીવ શરીર માંહે છે તો તે જીવ ગયા પુંઠે તોલતાં ઓછો કેમ ન થયો ? તે માટે મ્હારૂં વચન તે સાચું. જીવ તેહજ શરીર પણ જુદા નહિ.

ઉ૦–ચોથા પ્રશ્નનો ઉત્તર હવે કહે છે કે હે રાજન્ ! જેમ કોઇક પુરૂષ ડાહ્યો કૌતુકવંત ચાંબડાનો દડો મસક ઠાલો (ખાલિ) થકો તોલી જોએ. તેવાર પછી તે મસક વાયરા સાથે ભરે, તેવાર પછી તોલે પણ કાંઇ ફેર ન પડે. તો હે રાજન્ ! તે અધિક ન્યુન થાય ? રાજા કહે, ના સ્વામી. તેહની પરે વાયુ સમાન જીવ જાણવો. મસક સમાન શરીર જાણવું. જેમ વાયુ પૂર્ણ મસક પાણી માંહે તરે. મન ગમે ભાર મુકીએ તોપણ ખમે, તેણી પરે જીવશક્તિ જાણવી. એટલા માટે જીવ શરીર જુજુયા (જુદા) જાણવા. ॥ ૪ ॥

પ્ર૦–વળી રાજા કહે તમે કહો તે સાચું પણ જીવ જોવાની બુદ્ધિ એ એક ચોરને શસ્ત્રોપઘાત વિના મારી ખંડે ખંડ કરીને સપ્તધાતુ ભેદી ભેદી જોયો પણ કિહાંએ જીવનો પ્રદેશ દીઠો નહિ, તે માટે

શરીર તેહજ જીવ પણ જુજુયા (જુદા જુદા) નહિ.

ઉ૦—એમ સાંભળી વળી કેશીગણધર ઉત્તર કહે છે. હે રાજન્ ! જેમ કોઇક નગરને વિષે ચાર કબાડી પુરૂષ કબાડીને અર્થે વનમાં ગયા. તિહાં તે એક પુરૂષ ને કહેવા લાગ્યા જે અમે કબાડીને ( લાકડા લેવા ) જઇએ છીએ. તું પાછળથી અરણીનું તથા વાંસનું કાષ્ટ લઇ એ માંહે અગ્નિ છે તે અગ્નિ પેદા કરી ભોજનપાણીની સામગ્રી કરજે એમ કહીને વન-માંહ ગયા. પાછળ તે અજાની સમજતો નથી તેણે તે કાષ્ટ ખંડોખંડ કરી જોયું પણ અગ્નિ ન દીઠો. ભૂંઠો થઇ બેસી રહ્યો તે સાથી ( લોકો ) ફરી આવ્યા તેણે હીલ્યો નિંધા હીણમતિ તેણે વળતું ફરી કાષ્ટ આણી મથીને અગ્નિ ઉપાઇ ( પાડીને ) જમણ કીધું. સુખી થયાં, તેમ હે રાજન્! શરીરમાં જીવ જાણવો. જેમ દૂધમાંહિ ઘૃત, જેમ કુસુમ ( ફુલ ) માંહિ વાસ, જેમ કાષ્ટ માંહિ અગ્નિ, જેમ તલ માંહિ તેલ, પાષાણમાંહિ સુવર્ણ, તેમ શરીર માંહે જીવ જાણવો. પણ ડહાપણથી જણાય. ॥ ૫ ॥

પ્ર૦—વળી રાજા કહે હે સ્વામી ! તુમ્હે કહો

છો તે પ્રમાણ. પણ જેમ ઘટપટસ્તંભાદિ સકલ પદાર્થ પ્રત્યક્ષ દીસે છે, જેમ જીવપદાર્થ બોર પ્રમાણ આમળા પ્રમાણ માત્ર પણ જીવ દેખાડો તો હું પ્રત્યક્ષપણે માનું. અન્યથા હું ન માનું. મે કહ્યું તે સાચું.

ઉ૦—એ છઠો પ્રશ્ન સાંભળી વળી કેશી ગણધર કહે હે રાજન ! આ વાડી વનખંડમાંહિ જોઇને, પત્ર પુષ્પ ફલ વેલી હાલે ચાલે, કહો રાજા તે શાને બલે ? તે વારે રાજા કહે સ્વામિન્! વાયરાને બલે (જોરથી) તે વારે કેશીગણધર કહે તું વાયરો મુજને હાથે ઝાલી દેખાડે તો હું તુજને જીવ દેખાડું. એમ કહ્યું તે વારે રાજા કહે સ્વામિન્! વાયરો ઝાલ્યો ન જાય. તો ગુરૂ કહે જીવ ઝાલ્યો ન જાય. જેમ વાયરો હાલવા ચાલવા લક્ષણે જાણીએ, તેમ જીવ શરીરને વિષે ગમનાગમનાદિ ક્રિયાએ જાણીએ અને પ્રત્યક્ષ પણે ન દીસે તે તો કહ્યું છે કે દશ સ્થાનક પ્રત્યે છદ્મસ્થ મનુષ્ય સર્વ ભાવ ન જાણે ન દેખે, તે જેમ ધર્માસ્તિકાય ૧, અધર્માસ્તિકાય ૨, આકાશાસ્તિકાય ૩, શરીર વિના એકલો જીવ ચૈતન્યલક્ષણ ૪, પરમાણુપુદ્ગલ ૫, શબ્દ ૬, ગંધ ૭, વાયરો ૮, એ પ્રાણી જિન ( કેવળી ) થાશે કિંવા નહિં થાય ૯, એ

પ્રાણી સર્વ દુઃખનો અંત કરશે કિંવા નહિ કરે ૧૦. એ દશ વાના જ્ઞાની જાણે પણ છદ્મસ્થ તે ન જાણે.ા૬ા

પ્ર૦—વળી રાજા કહે હે સ્વામિન્! તુહ્મારે વચને મ્હેં જીવપદાર્થ માન્યો પણ એટલો સંદેહ છે, જે કીડીનો કુંથુવાનો કુંજર (હાથી) નો જીવ બર.બર છે તે કેમ ઘટે? પ્રત્યક્ષે ઘણોજ ફેર દીશે છે.

ઉ૦—એમ સ.ભળી કેશીગણધર પ્રદેશીને પ્રત્યુત્તર કહે. હે રાજન્! જેમ દીવો કુલડી માંહે ઘાલીએ તેવારે કુલડીના પ્રમાણ જેટલો પ્રકાશ કરે, ઘડામાંહિ મૂ.એ તેવારે ઘડા જેટલો પ્રકાશ કરે, ઓરડામાંહિ મૂકીએ તેવારે ઓરડા જેટલો પ્રકાશ કરે. પટસાલમાંહિ મૂકીએ તેવારે પટસાલ જેટલો પ્રકાશ કરે. જેહવો થાનક મલે તેહનો પ્રકાશ કરે. તેમ દીપક સમાન જીવ જેવું નિર્માણનામકર્મે શરીર પામે તેટલી બલશક્તિ પ્રકાશે. જેમ જેમ આવરણનો ક્ષયોપશમ પામે તેમ તેમ પ્રકાશ કરે. પણ જીવપદાર્થ તે બરાબર જાણવો. ા ૭ ા

પ્ર૦—એ સાત પ્રશ્ન સાંભળી પ્રદેશી રાજાએ જીવ સદ્હ્યો, જીવ અને શરીર જૂદા માન્યા, અને

કહેવા લાગ્યો. હે પૂજ્ય! ભલી તુહ્મારી પ્રજ્ઞા! મ્હેં જીવ ઓલખ્યો. પાપ—પુણ્ય—ફલનો ભોક્તા કરી જાણ્યો. પણ હે સ્વામી! બાપદાદા પર્યાગતનો ચાલ્યો આવ્યો ધર્મ કેમ મુકાય? તે માટે નાસ્તિક મત ન મુકું. જે વૃદ્ધે કીધું હોય તે કીજીએ. કેમકે પોતે વાવેલા ઝેરના વૃક્ષને પણ છેદાય નહિં.

૩૦—એમ સાંભળી શ્રી કેશીગણધર લોહવાણીયાનો દૃષ્ટાંત કહે. જેમ એક નગરીથી ચાર વ્યાપારી વણિક પરદ્વીપે જાતા વ્યાપારને અર્થે નીકલ્યા, આગળ જાતાં લોહનો આગર (ખાણ) આવ્યો તેણે લોહ લીધો, વળી કેટલી એક ભૂમિ જાતાં ત્રાંબાનો આગર આવ્યો, તેવારે લોહ નાંખી ત્રાંબુ સંગ્રહ્યું. ત્હેમાં એક કહેવા લાગ્યો આદર્યું (લીધેલું) તે ન મૂકીએ, એમ કહિ લોહ ન મૂક્યું. વળી આગળ જાતાં રૂપાનો આગર આવ્યો, ત્રાંબુ નાંખી રૂપુ લીધું. રૂપું નાંખી સુવર્ણ લીધું, વળી આગળ જાતાં રત્નનો આગર આવ્યો. તિહાં રત્નનો સંગ્રહ કીધો. ઘણે જણે કહ્યું પણ લોહવાણીઆ લોહ ન મૂકે, લોહભારવાહી દુઃખી થયો. પાછો ફરી પોતાને નગરે

આવ્યો ત્યારે બીજા સર્વ પુરૂષો તેહને હસવા લાગ્યા. નિર્ધન રહ્યો. બીજા સર્વ સુખી થયા. ધર્મકર્મના સાધનહાર થયા. તેમ લોહવાણીયાની પેરે હઠવાદ કરતો જીવ દુઃખી થાય. વળી કોઇ ભારવાહક છે, તે સાત પેઢીમાંહિ કોઇ કાંઇ સુખીઓ નથી. કુલક્રમાગત દરીદ્ર છે હવે તેહને રાજા પ્રસન્ન થયો, અને છત્ર ચામર સહિત રાજ્ય તે ભારવાહકને આપે. તેવારે કુલક્રમાગત દરિદ્રપણું મેલી રાજ્ય લે કિંવા ન લે? તે વારે પ્રદેશીરાજા કહે સ્વામી! તે રાજ્ય લે. ના લીએ તો અજ્ઞાની કહીએ. ત્યારે શ્રી કેશીગણધર કહે રાજા! તું પણ તે દષ્ટાંત કરે છે. એ અષ્ટ પ્રશ્ન ના પ્રશ્નોત્તર સાંભળી રાજા પ્રતિબોધ પામ્યો. ॥ ૮ ॥

---

# सूरिकंतानुं केरदर्शक चरित्र.

અધમાધમ લંપટ સ્ત્રીઓના દાખલા શાસ્ત્રમાં અનેક છે. બીજા નંબરની અધમ સ્ત્રી સુરિકંતા છે, જેનું વર્ણન "રાયપસેણી" સૂત્રમાં છે. સૂરિકંતા અર્ધકેકયી દેશના રાજા પરદેશી ની પટરાણી હતી. પરદેશી રાજા પૂર્વ અવસ્થામાં ઘણો અધર્મી, અ-

ન્યાયી, જુલ્મી, ક્રૂર, નાસ્તિક, ધર્મદ્રોહી અને વિષયાસક્ત હતો. સુરિકંતાની ઉપર તેનો ઘણો પ્રેમ હતો કારણ કે તે પટરાણી હતી અને તેનો પુત્ર સૂરિકંત કુમાર યુવરાજ હતો. તેથી ભવિષ્યની તે રાજમાતા હતી. સુરિકંતાની ઇચ્છા પ્રમાણે દરેક વસ્તુ રાજા તરફથી તેને મળતી તેથી રાજાને તે અતિ પ્રેમભાવ દર્શાવતી. જ્યાંસુધી રાજાને સદ્‌ગુરૂ કેશી સ્વામીનો સમાગમ નહોતો થયો ત્યાંસુધી તો રાણીના પ્રેમનો પ્રવાહ તેવો ને તેવો ચાલુ રહ્યો પણ ચિત્તસારથીના પ્રયત્નથી કેશી સ્વામીનું શ્વેતાંબિકા નગરીમાં આગમન થયું અને પરદેશી રાજાને મૃગવન ઉદ્યાનમાં પ્રસંગે સદ્‌ગુરૂનો સમાગમ થયો, એટલું જ નહિ પણ કેશી સ્વામીની યુક્તિભરી દલીલોથી જ્યારે પરદેશી રાજાના મનનું સમાધાન થયું, સ્વર્ગ–નરક, પુનર્જન્મ–પુનર્ભવ, પુણ્ય–પાપ, ધર્મ–અધર્મ અને શરીર ભિન્ન જીવ છે એવી ખાતરી થઇ ત્યારે રાજાએ નાસ્તિકપણાના મિથ્યા સિદ્ધાંતોને ત્યજી દઇ જૈન ધર્મના સત્ય સિદ્ધાંતો સ્વીકાર્યા; તેની સાથે બારવ્રત રૂપ શ્રાવક ધર્મ સ્વીકાર્યો . અને પોતાના તાબાના સાત હજાર ગામોના ચાર વીભાગ પાડી

એક ભાગમાંથી દાનશાળા માંડવાનું નક્કી કર્યું૦ પરદેશી રાજાની ધાર્મિક વૃત્તિ એટલી દૃઢ થઇ કે તેણે સંસારનાં તમામ કાર્યો છોડી દીધાં; માત્ર એકાંતની પૌષધશાળામાં ધર્મ ધ્યાન કરવું એટલું જ કાર્ય તે પોતાનું સમજ્યો, અને અહર્નિશ તેજ કાર્યમા મશગુળ બની રહ્યો. આ વાત સુરીકંતાને પસંદ પડી નહિ, કારણ કે તેથી તેનો સ્વાર્થ સધાતો અટક્યો. સુરિકંતાની સ્વાર્થી વૃત્તિમાં પૂર્વના પ્રેમનો અંકુર બળીને દગ્ધ થઇ ગયો. પ્રેમની જગ્યા દ્વેષે લીધી. રાતદિવસ સુરિકંતાના મનમાં પરદેશી રાજા ઉપર અને તેને ધર્મમાં સમજાવનાર કેશી સ્વામી ઉપર દ્વેષ ઉભરાવા લાગ્યો, તેણી એમ સમજતી હતી કે સાધુએ રાજાના ઉપર કંઇ ભુરકી નાંખી રાજાને ભરમાવી દીધા છે, અને મારા ઉપરનો પ્રેમ ઉતરાવી નાંખ્યો છે.

સ્વાર્થપરાયણ સુરિકંતા પૂર્વનો સ્નેહ. ઉપકાર, સંબંધ, એ સર્વ ભૂલી જઇ પ્રભુતુલ્ય પતિને યમધામમાં પહોચાડી દેવાના વિચાર પર આવી પહોંચી. તે વિચાર તરત પાર પાડવાને પાશ રચવા લાગી.

આ કાર્ય કેવળ પોતાની જાતથી નહિ બની શકે એમ જણાયાથી સુરિકંત કુમારને રાજ્યસત્તાના લોભમાં નાંખી તેને પોતાના ધારેલા કાર્યમાં સામેલ રાખવાનો સુરિકંતાએ નિશ્ચય કર્યો. એક માણસને મોકલી તેણે કુમારને પોતાની પાસે બોલાવ્યો. એકાંતના ઓરડામાં તેને લઈ જઇ નીચે પ્રમાણે તે કહેવા લાગી.

સુરિકંતા—કેમ કુમાર! તમારી શી ઇચ્છા છે?

કુમાર—માતાજી! હું તમારો પ્રશ્ન હજુ સમજ્યો નથી. મને ખાસ બોલાવી કઇ ઇચ્છા વિષે પૂછો છો?

સૂરિકંતા—હું રાજ્યની ઇચ્છા વિષે પૂછું છું, કે તમારે રાજ્યગાદીએ બેસવું છે કે નહિ?

કુમાર—માતાજી! આ વખતે આ પ્રશ્ન પૂછવાનું શું પ્રયોજન?

સુરિકંતા—પ્રયોજન એ કે રાજ્યનું બધું કામ બગડે છે, રાજાજીને ધર્મનો છંદ લાગી ગયો છે કે કોણ જાણે મતિવિભ્રમ થઇ ગયા છે. ગમે તેમ હો, તમે જોતા નથી કે રાજ્ય કે ઘરની બાબતમાં તે જરાએ લક્ષ આપે છે?

કુમાર—ના, તે તો નથી આપતા; પણ તેનું હવે શું કરવું ?

સૂરિકંતા—શું કરવું તે બધું હું જણાવીશ પણ તે પહેલાં એટલી ભલામણ કરૂં છું કે આપણી આ ખાનગી વાત ક્યાંય પણ બહાર પડવી ન જોઇએ.

કુમાર—મારા તરફથી બહાર નહિ પડે તે વિષે ખાત્રી રાખો, પણ વાત શું છે તે જણાવો.

સુરિકંતા—કુમાર ! જુઓ હવે રાજા આપણને આડખીલરૂપ છે. એમની હયાતી સુધી તમને રાજ્યગાદી મળી શકશે નહિ અને ત્યાં સુધીમાં રાજ્યની સ્થિતિ અસ્તવ્યસ્ત થઈ જાય, માટે કોઇ ન જાણે તેવી રીતે આપણે બંને કોઈ પણ પ્રયોગથી ઝેર આપી, આગ લગાડી કે શસ્ત્રથી રાજાને મારી નાંખીએ. પછી તમે છો અને હું છું. આપણે બંને એક બીજાની સલાહથી રાજ ચલાવીશું. કેમ આ મારી વાત રૂચે છે ?

કુમાર—( સ્વગત ) અધધધ !! આ ભયંકર વિચાર !! આટલો બધો રાજ્યસત્તાનો લોભ !! ધુળ પડો તે રાજ્યવૈભવમાં કે જેને માટે આવા ક્રૂર નિ-

ચારો ઉત્પન્ન થાય છે! હવે અહીં બેસવામાં –
બોલવામાં લાભ નથી. વધારે પડતું બોલીશ તે
મારા માટે પણ આવા વિચારો બાંધતાં મારી માત
વાર લગાડશે નહિ (પ્રકાશ) માતાજી! એના માં
હું વિચાર્યા વગર હમણાં કંઈ નહિ કહી શકું. હમ
મારૂં શરીર અસ્વસ્થ છે, તેથી જવાની રજા
એટલું બોલી કુમાર ઉઠી ચાલતો થયો.
કંતા જરા વાર તો વિચારમાં પડી કે કામ ન
અને વાત બહાર પડી ગઈ. કુમાર મારા વિચાર
સંમત થયો નહિ. અસ્તુ. મેં બીજાનો આશ્રય માગ
એજ ભૂલ કરી. એ કામ મારા એકલાથી ક્યાં બન
શકે તેવું નથી? એક રાજાને તે પણ ખાનગી રી
મારવો તેમાં બીજાની મદદની શી જરૂર હતી?
તરત તે કામ પાર પાડું. વિલંબ થવાથી વખ
તે વાત કુમાર તરફથી બહાર પડી જાય માટે તર
ગોઠવણ કરૂં. આવો નિશ્ચય કરી તે દુષ્ટાએ પરદે
રાજાને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું અ
રસોઈમાં, વાસણમાં, આસનમાં, દરેક સ્થળે
નાંખી દીધું. રાજા જમવાને આવ્યા, ભોજન કર્યું
તેની સાથે ઝેરની અસર થઈ, તેથી અધૂરે ભોજ

જા ઉઠી ગયા અને પૌષધ શાળામાં ગયા. સુરિકં-
ા ના આ કાવત્રાની રાજાને ખબર પડવા છતાં તેનો
ંક ન દેખતાં સમાધિ પરિણામે સંથારે કરી રાજા
વર્ગે ગયા.

( દોહા. )

સ્વાર્થના સૌકો સગાં, જો જો ઇણુ સંસાર ॥
કિણુ વિધ વિચરે કંથસું, સુરિકંતા નાર ॥ ૧ ॥
કુણ બેટા કુણ પોતરાં, કુણ નારી કુણ ભાય ॥
સ્વાર્થકા સૌકો સગા, પરમારથ મુનિરાય ॥ ૨ ॥

---

## राणीनो कपटरूपी विलाप.

( રાગ–ચોપાઇ. )

રાણી લટો તોડી કરે શોગો,
મ્હારા વ્હાલા તણોરે વિજોગો ॥
મને અન્ન પાણી નવિ ભાવે,
પરીવાર નહિ રે સુહાવે ॥ ૧ ॥
હું તો ચાર ફેરાની છું નારી,
કંથા કરી ચાલ્યા રે ખુવારી ॥
મારો નામ મતિ કોઇ લેજો,

મ્હને દરિશણ દેખવા દેજ્યે ॥ ૨ ॥
રાણી લજ્જા કપટ મન ધરતી,
ઉમરાવોને દૂરે કરતી ॥
રાણી આડી પરીચ કરાવા,
રાણી માંહિ ગઇ રે ચલાઈ ॥ ૩ ॥
રાણીએ ઇસડો અકારજ કીધો,
રાજાને ગળે જઇ ટુંપો દીધો ॥
રાણીએ મનમાં ન આણી મયા,
રાજાની નહિ જાણી રે દયા ॥ ૪ ॥
મુવાનો કારજ કીધો,
સુરિકંત કુંવર રાજ દીધો ॥
એવો અસ્થીર પદારથ જાણો,
સંસાર નો મોહ મતિ આણો ॥ ૫ ॥
એમ ભાંખ્યો શ્રી કેવળ જ્ઞાની,
જીણશું વાત નહિ કોઇ છાની ॥
જીણરો કહ્યો જે જીવ કરશે,
સંસાર સમુદ્રને તરશે ॥ ૬ ॥

